

# શ્રી ધર્મ પ્રકાશ

તથા

# સતી ચરિત્ર

## ભાગ ૧ લો.



---

પ્રાચીન કૃતિને આધારે લખી છપાવી [illegible]

સૌ. કમળા તે મગનલાલ [illegible]

મીરચં.ની ધર્મપત્નીએ કન્યા [illegible]

બાળકીઓને વ્હેન ભાતન [illegible]

સ્મરણાર્થે ભેટ આપ્યું છે.

સંવત ૧૯૭૩ના ભાદરવા વદ ૧૧ ને વાર સોમ.

સ્વર્ગવાસી બ્હેન મોતનબ્હેન મગનલાલ મીરધા

— સ્મારક લેખમાળા —

# શ્રી ધર્મ પ્રકાશ

તથા

# સતી ચરિત્ર.

## ભાગ ૧ લો.


પ્રાચીન કૃતિને આધારે લખી છપાવી પ્રસિદ્ધ કરનાર

સૌ. કમળા તે મગનલાલ ગણપતરામ મીરધાના ધર્મપત્ની.

ઠે. નવાપુરા સુરત.



સુરત ચઉટાના પુલપર આવેલા 'શંકર' પ્રેસમાં નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપ્યું.


મૂલ્ય અમૂલ્ય.

**આ સંસારને તરવા હરહંમેશાં તે પરમ કૃપાળુ શ્રી કૃષ્ણ પરમાત્માનું** ભજન કરજે.

સ્રીઓને **સદ્દગુણી** અને **શીયળવંતી** થવાનો પ્રથમ માર્ગ **સ્રી કેળવણીજ છે.**

તે કારણને લીધે અને મારી સ્વર્ગવાસી દીકરીઓ **બ્હેન હીરૂ, બ્હેન કંચન, બ્હેન મોતન, એઓને હરહંમેશા સતીધર્મ**ના તેમજ **મહાભારત, વેદ રામાયણ શ્રીમદ્ ભાગવત પુરાણો** વીગેરેની કથાઓ સાંભળવા અને વાંચવાં તરફ પુર્ણ **શ્રદ્ધા** હતી. જેથી મેં આ લઘુ પુસ્તક **પ્રાચીન કૃતિને આધારે** લખ્યું છે. કે જે નાનપણમાંજ બાળાઓ વાંચે અને તેઓ **સતીધર્મ** અને **પતિશેવા** કરતાં શીખે. અને ગ્રહસ્થાશ્રમનું ખરૂં સુખ ભોગવી પોતે **માતા** થતાં. પોતાનાં બાળ બાળકાઓને કેળવણી લીધાથી આવાં આવાં આવાં હજારો પુસ્તકો વાંચવા ભાગ્યશાળી બનાવી શકે અને **ધર્મ નીતી**ના નિબંધના માર્ગ ચાલે જેથી **મારી સ્વર્ગવાસી દીકરી**ઓના આત્માને શાંતિ મળે તેજ લેખકની અભ્યાસા છે તે તે પરમ કૃપાળુ **શ્રી કૃષ્ણ પરમાત્મા** પરિપુર્ણ કરો. **શાંતિ!!!**

**ઊપકાર પ્રણામ.**

આ ધર્મનીતીનું પુસ્તક લખવામાં ઊપાધ્યા ધીરજરામ પરભુરામે જે મદદ કરી છે. તેમને એક હજાર વખત પ્રણામ કરી. તેઓના સ્વર્ગવાસી પૈત્ર ભાઇ ઇશ્વરના આત્માને શાંતિ આપો તેવી શ્રી પ્રભુની પ્રાર્થના કરૂં છું.

**લી. હું છું.**

તે **પ્રભુની** હરહંમેશાની દિકરી
સૌ. **કમળા** તે
મગનલાલ ગણપતરામ **મીસ્ત્રી**
ની ધર્મપત્નીએ આ પુસ્તક
પરમકૃપાળુ પરમાત્મા
**શ્રીકૃષ્ણ પ્રભુના**
ચર્ણ કમળમાં અર્પણ કર્યું છે.



## દોહરો.

ગણપત નામ પ્રભાતમાં દેજે તું નીશદીન,
કમળા પતી શ્રીકૃષ્ણજી કરશે દુઃખ તુજહીન.
ગુલાબચંદ ન પુષ્પોથી પુંજન વીધી જો થાય,
મોહન વર શ્રીકૃષ્ણજી દીલમાં બહુ હરખાય.
ઊજમ ણા ઊમંગથી કરજે તું હરનીસ,
જડાવ કેરાં આભુષણો ધરજે તું તે ઇસ.
હીરા કંચન મોતીની થાળ ભરી પુંજાય
મગન થઈ શ્રીકૃષ્ણજી સ્વર્ગ વીશે લઇ જાય.

અર્થ. સ્વર્ગવાસીઓને શાંતિ: શાંતિ: શાંતિ

ગણપત નું ધ્યાન ધરી હે બહેન મોતન
ગુલાબચંદ નથી તે કમળા પતીના
ઊજમ ણા ઉમંગથી કરજે પછી
જડાવ ના આભુષણો પરમાત્માને પેહેરાવી
કંચન ની થાળમાં તું તેજ પ્રભુને
હીરા-મોતી થી હમેંશા વધાવજે જેથી તે
મગન થઈ તમો સૌને સ્વર્ગમાં શાંતિ આપશે.

# સ્ત્રી ધર્મ પ્રકાશ

તથા

# સતી ચરિત્ર

—ભાગ ૧ લો—

## પતીવૃતા સ્ત્રીઓના ધર્મ.

પતીવતી સ્ત્રીએ પતિની સેવા કરવામાંજ પોતાનું જીવન ગાળવું અને તેને સર્વ કાર્યમાં સહાયતા કરવી. હવે સ્ત્રીઓનું નિત્ય કર્મ શું કરવું. સ્ત્રીએ નિત્ય પતિની પહેલાં ઉઠવું, દિશા જંગલ જઈ આવી દાંતણ કરીને સ્નાન કરવું, તે પછી કપાળમાં ચાંદલો કરવો, સૌભાગ્ય દર્શાવનારાં માંગલિક આભૂષણો પહેરવાં, પોતાનાં પુત્રપુત્રી વગેરે સંતાનોને નવરાવવાં, ધોવરાવવાં, અને તેઓને તેની યોગ્યતા પ્રમાણે ધર્મ, નીતિ વગેરેનો ઉપદેશ આપવો, પતિને દેવ સેવામાં ઉપયોગી એવાં પુષ્પ, ચંદન, અક્ષત, ધૂપ, દીપ, નૈવેદ્ય વગેરે સેવા પૂજામાં ઉપ-

યોગી સર્વ સામગ્રી હાજર કરવી, દેવસેવામાં પતિને સહાયતા કરવી જેથી સ્ત્રીને પણ દેવસેવાનું અર્ધ ફળ મળે છે. દેવને માટે તુલસીની તથા ભાતભાતના પુષ્પોની માળા ગુંથીને તૈયાર કરવી. પતિને માટે સ્વાદિષ્ટ, ખટરસવાળું, ભિન્ન ભિન્ન પ્રકારનું ભોજન જાતે તૈયાર કરીને પતિને જમાડવા અને તેના જમ્યા પછી પંડે ભોજન કરવું. પતિ બહારથી ઘેર આવે ત્યારે તેને પીવા માટે જળ, તથા તાંબૂલ વગેરે મુખવાસ આપવો, ઘરમાં દાસીઓ હોય તો પણ પતિની સેવામાં પંડેજ હાજર રહેવું, પ્રસન્ન મુખથી તેની સાથે વાતચિત કરવી. પોતાને ઘેર આવેલા મહેમાનોને તથા સગાસંબંધીઓને મધુર વાણીથી આવકાર આપવો, ભોજનાદિકથી તેઓને તૃપ્ત કરવાં અને પોતાના ઘરની પ્રતિષ્ઠા જળવાય તે પ્રમાણે ઉદારભાવથી તેઓની સાથે વર્તવું. ઘરની સર્વ ચીજ વસ્તુઓની જાતે તપાસ રાખવી અથવા તો બીજાની પાસે તેની તપાસ કરાવવી. ધર્મના કાર્યમાં તેમજ અર્થના કાર્યમાં પતિને સહાયતા આપવી, પતિને કઠોર વચનો કહેવાં નહિ. પતિને ભોજન કરાવ્યા પછી દાસદાસી વગેરેને ભોજન કરાવવું, તે પછી અનાથ, કૃપણ, સાધુ, સંન્યાસી વગેરેને ભોજન કરાવવું; અને તે પછી પંડે ભોજન કરવું. પૈસાનો ખર્ચ કરવામાં વિચાર કરવો, ખર્ચ કરવામાં સમય જોઈ સંકોચ બુધ્ધિ રાખવી. ઘરમાં ઉપયોગી એવી પ્રત્યેક વસ્તુઓનો સંગ્રહ કરવો.

પોતાના પતિને હિતની વાર્તા કહેવી, પોતાના સાસુ સસરા નણંદ જેઠ જેઠાણી વગેરેના તરફ વડીલની જેવી પૂજ્ય બુદ્ધિ રાખવી, નમ્રતાથી વર્તવું, તે જે કહે તે સાંભળવું ને તેમાંથી વિનય ગ્રહણ કરવો, કોઈ પણ કાર્યમાં આકળાં થવું નહિ, વડીલજનો પોતાના દોષને માટે ઠપકો આપે તો તેને સાંભળવો પરંતુ તેની સામે થવાની તુચ્છ બુધ્ધિ રાખવી નહિ. દીયર, દેરાણી, નણંદ વગેરેના તરફ વત્સલતા રાખવી, કુટુંબીઓની સાથે નમ્રતાથી વર્તવું. પતિ જે કંઈ આભૂષણાદિક આપે તેના ઉપર સંતોષ રાખવો, બહુ કૌતુકપ્રિય થવું વહિ, પોતાનાં અંગો દેખાય તેવાં ઝીણા વસ્ત્રો પહેરવાં નહિ, પાડોસણોમાં બેસીને કોઇની નિંદા કે ચુગલી કરવી નહિ. મિતાહર કરવો, દિવસે સૂવું નહિ, પોતાના ભાઇની સાથે પણ એકાતમાં બેસવું નહિ. તેમ એકાંત કરવી નહિ. પોતાના પતિના પ્રતિષ્ઠા જળવાળ તે પ્રમાણે કુટુંબમાં, નાત જાતમાં તથા જગતમાં વ્યવહાર કરવો, આ પતિવ્રતાનું વ્રત હે દેવ! શાસ્ત્રમાં કહ્યું છે. સ્રીએ અનેક જાતના ભોગો ભોગવવાની, અનેક પ્રકારનાં સુખો ભોગવવાની લાલસા કરવી નહિ, સ્રીને પતિ એજ શરણુ છે, પતિજ તેનો દેવ છે, પતિજ તેનો સહાયક છે. સ્રીને પતિ વિના બીજો કોઇ પણ આ લોકમાં તથા પર-લોકમાં સહાય કરનારો નથી. પુરુષ તપશ્ચર્યા યજ્ઞયાગાદિક વગેરે કાયાને કલેશ પહોંચાડે તેવાં કર્મ કરીને જે પુણ્ય-

લોક મેળવે છે તેજ પુણ્યલોક સ્ત્રીને એક પતિની સેવાથી મળે છે. પોતાનો પતિ ઘરડો, કસ્રૂપડો, આંધળો, લુલો, લંગડો, બહેરો ગમે તેવો હોય તોપણ સ્ત્રીએ તેની દેવતાની પૂજા કરવી. પરંતુ તેના તરફ અભાવ આણવો નહિ; જે સ્ત્રી પતિને સંતોષ પમાડે છે એજ પતિવ્રતા સ્ત્રી છે. પતિ સુતા પછી સુવું પરંતુ તેની પહેલાં સુઇ જવું નહિ, રાતે પતિના માટે ઉત્તમ શય્યા પાથરીને તેમાં તેને સુવારવા; તેના ચરણ ચાંપવા, વગેરે સેવા કરવી.

આ પ્રમાણે જીવતાં સુધી પતિની સેવા કરવી. કદાચ પોતાનાં દુભાગ્યને લીધે પતિનું મરણ થાય તો સ્ત્રીએ વિધવાના ધર્મ પાળવા. વીધવાના ધર્મ વિધવા સ્ત્રીએ ધરતી ઉપર પથારી કરીને સુવું, એક વખત ભોજન કરવું, ઇન્દ્રિયોને ઉ-તેજન કરે તેવા પદાર્થ ખાવા નહિ. સાદું ભોજન કરવું, એકાદશી, ચાંદ્રાયણ વગેરે વ્રતો કરવાં, સવારે તથા સાયંકાળે થંડા જળથી સ્નના કરવું, આંખમાં કાજળ આંજવું નહિ, નાટક ચેટક ભાંડ ભવૈયા જોવાને જવું નહિ. ભુંડા શબ્દો સાંભળવા નહિ. પરપુરુષોનો સંગ કરવો નહિ, પુત્રો, પુત્ર ન હોય તો ભાઇઓ વગેરેના તાબામાં રહેવું પરંતુ સ્વતંત્રતાથી રહેવું નહિ. સ્વતંત્રતા સ્ત્રીઓના ધર્મ નાશ કરે છે અને તેથી સ્ત્રીઓનો નરકમાં વાસ થાય છે. વિધવાએ પોતાના પતિનાં શ્રાદ્ધાદિક કર્મ કરવાં. હરિહર વગેરે

ભગવાનની સેવા પૂજા કરવી, ભગવાનના નામની માળા જપવી, કે જેથી તેનું કલ્યાણ થાય.

હવે હું તમને સ્ત્રીઓની ભિન્ન ભિન્ન જાતિ કહું છું તે સાંભળો. દેવ જાતિની, દાનવ જાતિની, ગંધર્વ જાતિની આસુર જાતિની, પિશાચ જાતિની, રાક્ષસ જાતિની, એમ અનેક જાતિની સ્ત્રીઓ છે, દેવ જાતિની ગંધર્વ જાતિની, સ્ત્રીઓ ઉત્તમ સ્વભાવની, સદાચારસંપન્ન, વિનયવાળી અને ધર્મનિષ્ઠ હોય છે. ત્યારે આસુર જાતિની વગેરે સ્ત્રીઓ કંકાસિણી હોય છે. તેનાં લક્ષણો તમને કહું છું. જે સ્ત્રી કંકાસ કરનારી હોય, અધર્મિષ્ઠ હોય, નિત્ય ધણીથી પ્રતિકૂળ વર્તતી હોય, ફોગટનો ખર્ચ કર્યા કરતી હોય, હિતની વાત સાંભળતી ન હોય, પોતાનું ધાર્યુંજ કરનારી હોય, કોઈવાર ધર્મનિષ્ઠપણાનો દેખાવ દેતી હોય છે પરંતુ પાછી ઉધ્ધતાઇથી વર્તતી હોય, નાનાં મોટાંની મર્યાદા રાખતી ન હોય, કોઇ પણ વાતે સંતોષ રાખતી ન હોય, લોભી હોય, ઈર્ષાળુ હોય, ક્રોધી હોય, અનેક જાતનાં સુખો ભોગવવાની ઇચ્છા રાખ્યા કરતી હોય, હિત ઇચ્છનારા મનુષ્યનો દ્વેષ કરતી હોય, અસત્ય બોલતી હોય, સાસુ સસરાથી વિરૂધ્ધ વર્તતી હોય, આવી સ્ત્રીને આસુર ભાવવાળી જાણવી ! જે સ્ત્રી નિત્ય બીજાનું ભુડું કરવાને તત્પર રહે છે, નિત્ય લોકોની સાથે કજીઓ કર્યા કરે છે, કઠોર વચનો બોલ્યા કરે છે, નિર્લજ્જ હોય છે, સ્નેહ

વિનાની હોય છે, ધણી, પુત્રો, પુત્રીઓ તથા સગાંઓના તરફ ક્રોધ કર્યા કરે છે. ભયંકર સ્વભાવની અને દેખાવની હોય છે. નિત્ય હસ્યા કરે છે તથા રડયા કરે છે, વ્યભિ-ચારિણી હોય છે, દયા અને સ્નેહ વિનાની હોય છે, ઘરના પૈસાનો નિરર્થક નાશ કર્યા કરે છે, ધર્મ તથા અર્થનો જેમાંથી લાભ ન હોય તેવી ફોગટની ક્રિયા કર્યા કરે છે. અનર્થ કરવામાં નિપુર્ણ હોય છે, પાપી વિચારની હોય છે, પરની હિંસા કરે છે, આવી સ્ત્રીને પિચાશ જાતિની સ્ત્રી જાણવી. વળી જે સ્ત્રીઓ દોરા, ચીઠ્ઠા ભુત, પ્રેત, દાકણ, ઉતાર મુકવા વીગેરે દુનીઆના ખોટા ઢોંગમાં ફસાઇને તથા બીજી અન્ય સ્ત્રીઓને ફસાવીને દુબળા, નરડા, મ્લેછ વીગેરે જાતી કે જેને અડકતા પણ આપણા હીંદૂ ધર્મને બાહાધ આવે તેવા પુરૂષો પાસે એકાતમાં દેવ, દેવી તથા પીર, પગંબરોને નામે ઢોંગ લઈ બેઠેલા ભુવાઓ અને મુંજાવરો પાસે જઈ ત્યાં હજારો નઠારા કર્મો કરે છે તે તથા તેવા કર્મ કરતાં તેવી સ્ત્રીઓને નહીં અટકાવનાર અને તેમને તેવી રીતભાતમાં મદદ કરનાર સ્ત્રી પુરૂષો ભુતકાળમાં મળમુત્ર ઉપાડનાર ભંગીજ હોય છે અને વર્ત-માનકાળમાં તેવા સ્ત્રી પુરૂષોના મોઢામાંથી નર્કના જેવી વાસ નીકલ્યાજ કરે છે. વળી તેવા કર્મ ખરા માની જે સ્ત્રી પુરૂષો પોતાનો ધર્મ તજી અને પોતાના તેત્રીસ કરોડ દેવતા તથા તંથકરોને યાદ ન કરતાં પરધર્મના નીચ પુરૂ-

ષાને શેવે છે તેઓથી આ જન્મમાં પોતાનું કાળુ મોઢું કોઇને બતાવી શકાતું નથી. તેમ હવે પછીના અવતારમાં તેઓ ભંગીનોજ અવતાર લઇ મુળમુત્ર ઉપાડવાનું કાર્ય કરે છે. વળી તે સ્ત્રી રાત દિવસ રોયા કકળ્યા કરે છે, લજ્જા વિનાની હોય છે, ગંદી રહે છે, માંસ મદિરા વગેરે અપેય અને અખાદ્યાનું પાન ને ભોજન કરે છે, ડગલે ડગલે જુઠું બોલે છે, મહાક્રોધી હોય છે, રાત દિવસ ઉંઘ્યાજ કરે છે, ધણીનો તિરસ્કાર કરે છે, તેની સાથે વાત વાતમાં લડે છે. પોતાની અનુકૂળ રહેનારા પતિનો ત્યાગ કરીને પર પુરૂષને સેવે છે, આવા વર્તનની સ્ત્રીને તથા પુરૂષને રાક્ષસ જાતિના જાણવા.

ઉપર કહેલી સ્ત્રીઓ મરણ પછી નરકમાં પડે છે અને ત્યાં પાપકર્મનાં ફળ ભોગવ્યા પછી પશુ પક્ષીની જાતિમાં તેનો અવતાર આવે છે ત્યાં પણ પોતાનાં અપૂર્ણ રહેલાં પાપકર્મનાં ફળનો તે ઉપભોગ કરે છે. વ્યભિચારણી સ્ત્રી પોતાના પતિને તથા પોતાનાં કુળને પાપના ભાગી બનાવીને પંડે નરકમાં પડે છે. માટે સ્ત્રીએ જો પોતાનું કલ્યાણ કરવાની ઇચ્છા હોય તો તેને મનથી, વચનથી તથા કાય થી પોતાના પતિની દેવની પેઠે સેવા કરવી. તેની આજ્ઞામાં વર્તવું, તેમની આજ્ઞાથી ધર્માદિક કૃત્ય કરવાં, આ રીતે વર્તવાથી સ્ત્રીઓ આ લોકમાં કીર્તિ મેળવે છે અને સ્વર્ગમાં ઉત્તમ સુખ મેળવે છે.

વળી પોતાના પતીને તુચ્છ ગણી પોતાની પ્રજાને પણ તે જન્મ આપનાર પીતા તરફ બેદરકારીથી વર્તવા કેહેનાર સ્ત્રીને ચંડાળ જાતીની સ્ત્રી જાણવી. તેવી સ્ત્રીઓ બીજા ભવમાં પોતાના શરીર વીષે જેટલાં રૂવાંટા હોય છે તેટલાં વર્ષ નર્કના અધીકારી થાય છે, અને તે ચંડાળ સ્ત્રીની પ્રજા કે જે તેને પગલે ચાલી પોતાનો ખરો જન્મ આપનાર પીતા તેજ હોય તો તેઓ પણ તેવાજ નર્કના અધીકારી થાય છે. માટે દરેક સ્ત્રીએ પોતાનો પતી ગમે તેવો હોય તો પણ તેની સુખ દુખની ભાગીદાર થઈ સેવા કરવી.



# પુરૂષો માટે ગૃહસ્થાશ્રમના નીયમો.



હવે હું તમને પુરુષે કેવી રીતે પોતાનું જીવન ગાળવું તે કહું છું સાંભળ! સૂર્યોદયની પહેલા બ્રાહ્મ મુહુર્તમાં ઉઠવું, દિશા જંગલ જઇ દાતણ કરીને નાહાવું, પોતાનું નિત્ય ધાર્મિક કરવું, દેવતા તરફ ભકિત રાખવી, વડીલોની સેવા કરવી, મુનીઓને પ્રણામ કરવા, પોતાને ઘેર વડીલો વૃદ્ધો આવે ત્યારે ઉઠીને તેને માન આંપવું, અતિથિઓનું પૂજન કરવું, વૃદ્ધ પુરુષોની હિતકારક વાર્તા સાંભળવી, માતાપિતા, ગુરુ સ્ત્રી સેવક વગેરેનુ પાલન પોષણ કરવું, નીતિથી સર્વ કર્મ કરવાં, અન્યાયથી દુર રેહેવું, પોતાની સ્ત્રી તરફ માનથી વર્તવું, તેના ઉપર પ્રીતિ રાખવી, તેઓને હિતોપદેશ કરીને દુરાચારથી દુર રાખવી, પુત્રોને વિનય શિખવવો, જૂદાં જૂદાં કાર્યો ઉપર તેની યોજના કરવી, અશુભ કાર્યો કદી પણ કરવાં નહિ, શુભ કાર્ય કરવા ઉપર પ્રીતિ રાખવી, પોતાના કુળ ધર્મ બરાબર પાળવા, પોતાના કુટુંબનું પુરુષાર્થ કરીને પોષણ કરવું, નિત્ય જ્ઞાન સંપાદન કરવા માટે વૃદ્ધ પુરુષોની સેવા કરવી, પારકું ધન તેની રજા વિના લેવું નહિ, પારકાની પાસે યાચના કરવી નહિ. પોતાના બાહુ બળ ઉપર આધાર રાખવો, આહારથી તથા આચરણથી પોતાના શરીરની રક્ષા કરવી,

પચે તેવો, હિતકારી, ખોરાક ખાવો, તે પણ પ્રમાણસર ખાવો, દેવતાઓને અને અતિથિઓને વિધિપૂર્વક ભોજન કરાવ્યા પછી પોતે ભોજન કરવું, કોઇને કડવું વચન કહેવું નહિ, પોતાને ઘેર આવનારાને રહેવાને સ્થાન, પીવાને પાણી, ખાવાને ભિક્ષા અને ભોજન આપવું, તથા ગાયનું નિત્ય પોષણ કરવું, કાર્ય પ્રસંગે બહાર જવાનું હોય તો જવું પરંતુ અર્ધ રાત્રે ઘરમાંથી બહાર જવું નહિ; પોતાની આવકના પ્રમાણમાં ખરચ કરવો, જે કર્મ કરવાથી પોતાને અપયશ મળે. પોતાના ધનનો નાશ થાય, અને બીજાને પીડા ઉપજે તેવું કર્મ ભયથી અથવા તો લોભથી પણ કરવું નહિ. કોઈ પણ કર્મ કરતાં પહેલાં બુદ્ધિથી તેના ગુણ તથા દોષનો સારી રીતે વિચાર કરવો અને પછી તે કર્મનો આરંભ કરવો. પોતાનું હિત કરવા માટે પંડેજ નિત્ય વિચાર કરવો; અને મન, વાણી તથા કાયાથી પાતક કરવાનો કદી પણ વિચાર કરવો નહિ.



# મોક્ષ માર્ગ.

## વૈરાગ્ય.

વૃધ્ધાવસ્થાનો તથા મૃત્યુનો નાશ કરનારો મોક્ષ વિના બીજો કોઇ પણ ઉપાય નથી. ધનથી, રાજ્યથી, મહાન્ ઉગ્ર તપથી, શાસ્ત્રના અધ્યયનથી કે રસાયનના ભક્ષણથી વૃધ્ધાવસ્થા અને મૃત્યુ કદી પણ દૂર થાતાં નથી. તેને દૂર કરવાને એક મુક્તિજ સમર્થ છે. કામ સર્વ મનુષ્યોને પોતાનાં વશમાં રાખે છે. દિવસ, પક્ષ, માસ, વર્ષ વગેરે અનેક સ્વરૂપ ધારણ કરનારો કાળ મનુષ્યનાં આયુષ્યને હરણ કરતો રાતદિવસ પોતાનું કાર્ય કર્યા કરે છે. કાળ પોતાનાં કાર્યમાં સાવધાન રહે છે અને જગતના વિષયોને આધીન થઈ બેઠેલા મનુષ્યનાં આયુષ્યનું હરણ કરે છે, માટે મનુષ્યે પોતાનાં પ્રત્યેક કાર્યને માટે સાવધાન રહેવાની જરૂર છે. કાલનાં કામ આજ કરવાં અને આજનાં કામ હમણાંજ કરવાં. કાલની કોને ખબર છે. મૃત્યુ મનુષ્યને ક્યારે ઝડપી લેશે તે કોણ જાણે છે? મનુષ્ય મનોરથ કરે છે કે આ કામ આ રીતે કરશું, ફલાણું મળ્યું છે, ફલાણું મારે મેળવવું છે આવા વિચારમાં હજી તેને કામનાઓ પ્રાપ્ત થતી નથી તે પહેલાંજ કાળ તેને

સંસારમાંથી ઘસડી જાય છે. એટલા માટે મનુષ્યે તરૂણ વયમાંથી ધર્મનિષ્ઠ થવું; જીવતરનો ભરૂસો નથી. પાકેલા ફળોની પેઠે શરીરને પણ પડવાનો ભય રહે છે. મનુષ્ય જેના ઉપર મમતા રાખી બેઠો છે ને સ્ત્રી, પુત્ર, ધન, ઘર-બાર વગેરેનો ત્યાગ કરીને પોતાને એક દિવસે મૃત્યુને વશ થવાનું છે, તે સમયે સ્ત્રી પુત્રાદિકમાંથી કોઇ પણ કામ આવતાં નથી. જગતના નાશવંત પદાર્થોના ઉપર મમતા રાખવાથી કાંઇ પણ ફળ નથી. આ સર્વ જગત્ નાશવંત છે એમ વિચાર કરવાથી મનુષ્યને વૈરાગ્ય થાય છે, અને વૈરાગ્યથી મનુષ્યને પરમ શાંતિ મળે છે. વળી મોક્ષનું મુખ્ય કારણ વૈરાગ્ય છે, આમ નિશ્ચયપૂર્વક જાણવું. મુમુક્ષુ પુરૂષો આવી રીતે સંસારને અનિત્ય–નાશવંત સમજીને સંસારમાંથી મુક્તિ મેળવે છે.



# તારામતી.



અયોધ્યાના સૂર્યવંશી રાજા ત્રીશંકુના પુત્ર હરિશ્ચંદ્રના સત્યવાદિત્વની મહાત્મા નારદજીએ અને વસિષ્ટે જ્યારે ઇંદ્રસભામાં પ્રશંસા કરી ત્યારે વિશ્વામિત્રે ક્રોધમાં વસિષ્ટને કહ્યું કે તારો તે શિષ્ય છે માટે તું તેની પ્રશંસા કરે છે. પરંતુ હું એનું સત્ય મુકાવું ત્યારેજ ખરો. પછી વિશ્વામિત્રે વનમાં જઈ અનુષ્ઠાન કરવા માંડયાં. જેથી હજારો ઝાડી ખાનારાં પશુઓ પેદા થયાં ને હરિશ્ચંદ્રની પ્રજાને દુખ દેવા લાગ્યાં. રાજા સૈન્ય લઈ પશુઓનો વધ કરવા માટે વનમાં ગયો. ઋષિયે માયાવી બે હરણુ પેદા કરી રાજા આગળ મોકલ્યાં જેને મારવા રાજા પુઠે પડયો. એટલે હરણુ ઋષિના આશ્રમ ભણી દોડયાં. રાજાએ એક મહાદેવનું દેવળ દીઠું પણ પેલાં હરણુ અદ્રશ્ય થઇ ગયાં. હરિશ્ચંદ્ર પોતાની સ્ત્રી તારામતી તથા પ્રધાન સાથે દહેરામાં બેઠો હતો એવામાં ઋષિએ મોકલેલી બે સુંદરીઓ ત્યાં આવી ગાયન કરવા લાગી, રાજાએ પ્રસન્ન થઇ તેઓને કંઇ માગવા કહ્યું. ત્યારે તે કન્યાઓએ કહ્યું કે તારામતીને તજી હમારી સાથે લગ્ન કરો. એ સાંભળી પ્રધાને તેઓને કહાડી મુકી તેથી એઓ ઋષી પાસે ગઇ, એટલે ઋષિ ક્રોધ કરી રાજા પાસે આવ્યા અને પોતાની દાસીનું અપમાન કર્યું માટે તેણે રાજાને

તુચ્છકારનાં વચનો કહ્યાં. મહારાજા હરિશ્ચંદ્રે પગે લાગી ક્ષમા માગી, તેથી ઋષિ વિદાય થયા. ત્યાર પછી રાજા હરિશ્ચંદ્ર પોતાની રાણી તારામતીના ખોળામાં માથું મુકી સુતો, એટલામાં તેને સ્વપ્ન થયું કે પોતે સર્વ રાજપાટ કોઇ બ્રાહ્મણને દાનમાં આપ્યું, અને જાગીને જુએ છે તો વિશ્વામિત્રને એક બ્રાહ્મણને વેષે આવેલા, અને રાજા પાસેથી રાજપાટ, જમીન અને રાજભંડાર વગેરે સઘળું દાનમાં માગી લીધું. સત્યનેસુ વળગી રહેનાર હરિશ્ચંદ્ર રાજાએ સઘળું વિશ્વામિત્રને આપી દઇ પહેરેલાં વસ્ત્રભેરજ સ્ત્રી અને પુત્ર સાથે ચાલી નીકળવું પડયું ત્યારે પણ વિશ્વામિત્રે પુંઠ મુકી નહિ. અને કહ્યું કે હે રાજન્! તું સત્યવાદીનો શિરોમણી અને સનાતન ધર્મને પાળનારો છે તો તારે પૃથ્વી અને રાજપાટને આવા મોટાં સર્વસ્વનાં દાન ઉપર તેને યોગ્ય દક્ષિણા પણ આપવી ઘટે છે તે આપ, કે જેથી તારૂં દાન પૂર્ણ થયું ગણાય. હરિશ્ચંદ્ર રાજાએ કહ્યું કે ઠીક છે. હું ધર્મના આચરણમાંજ પ્રીતિવાળો છું એટલે આપની તે યાચના પૂર્ણ કરીશ. આપ મારી સાથે કાશીક્ષેત્ર સુધી પધારો તો હું આપને દાન ઉપર દક્ષિણા પણ ગમે તે પ્રકારે કરી અપાવું. વિશ્વામિત્રે તેની સાથે પોતાના શિષ્ય નક્ષત્રને મોકલ્યો તે દુષ્ટે તે સત્યવાદી રાજાને રસ્તામાં ઘણુંક અસહ્ય સંકટો આપ્યાં, છેવટ કાશીમાં ગયા. હરિ-

શ્ચંદ્ર રાજાએ ત્યાં પોતે અને પોતાની સ્ત્રીએ વેચાઇને પણ સત્યધર્મનું પ્રતિપાલન કરવાનો નિશ્ચય કર્યો હતો. જેણે કોઈ દિવસ સૂર્યનાં કિરણો પણ જોયાં નહિ હતાં એવાં પતિવ્રતા તારામતી પતિના સત્યવ્રતનું ઋણ આપવા વાસ્તે મોટા આનંદથી દાસી તરીકે વેચાવાને કાશીના બજારમાં ઉભાં રહ્યાં. અને એક બ્રાહ્મણે રાજાને દ્રવ્ય આપી તે સતીને ગુલામડી તરીકે ખરીદ કરી. પરીક્ષા જોવાને પાછળ લાગેલા અને રાજાનું સત્યવ્રત મુકાવવાનો આગ્રહ લઇ બેઠેલા વિશ્વામિત્રના શિષ્ય નક્ષત્રનું મન એટલા દ્રવ્યથી સંતુષ્ટ થયું નહિ. બ્રાહ્મણપર ભક્તિ રાખનારા હરિશ્ચંદ્ર રાજાએ આખરે તેમને સર્વ વાતે પ્રસન્ન કરવા સારૂ પોતાના દેહનું પણ દાસ તરીકે એક ચાંડાળને ત્યાં વેચાણ કર્યું. અને તેમાંથી ઉપજેલા દ્રવ્યને દાન ઉપરની દક્ષિણામાં આપી દઇને નક્ષત્રને પ્રસન્ન કર્યો, અને પોતાનું વચન સત્ય કર્યું. દાન લઇ નક્ષત્ર બજારમાંથી વિદાય થયો, પછી પેલો ચંડાળ અને બ્રાહ્મણ પણ પોતપોતે ખરીદેલાં રાજા રાણી (સત્યવાદી હરિશ્ચંદ્ર અને તારામતી) ને પોતપોતાને ઘેર લઇ જવાને તત્પર થયા. જ્યારે પતિથી જુદા પડવાનો સમય નજીક આવ્યો ત્યારે રાણી તારામતીએ પતિની પ્રદક્ષિણા કરી પ્રણામ કર્યા અને કહ્યું કે જો મેં આપ્યું હોય, જો હોમ્યું હોય, અને જો બ્રાહ્મણોને તૃપ્ત કર્યા હોય તો તે પુણ્ય વડે હરિશ્ચંદ્ર રાજા નિશ્ચય મારા ભર્ત્તા થજો. આ જોઇ હરિશ્ચંદ્ર

રાજા આ વખતે ગળગળા થઇ ગયા અને પરમપવિત્ર એવાં સતી તારામતીને કહેવા લાગ્યા કે વૃક્ષની છાંય વૃક્ષને કદાપિ છોડતી નથી. તો આ સત્ય વીલગુણવાળી કેમ જાય છે ? વળી કહેવા લાગ્યા કે હે પતિવ્રતા ! હે કલ્યાણિ ! ઇક્ષ્વાકુ કુળમાં ઉત્પન્ન થયેલા એવા મનોહતૂભાગ્યને પરણીને તું દાસીપણાને પામી. અરેરે ! તમારા વિના પુરાણની દ્રષ્ટાંતવાળી કથાઓ કહીને હવે કોણ મારો શોક શમાવશે ? પછી પુત્ર રોહિતાશ્વને દયામણે મ્હોડે કહેવા લાગ્યા કે મને છોડીને તું પણ જઈશ. આમ કહ્યા પછી પોતાની સ્ત્રીને ખરીદનાર બ્રાહ્મણ પ્રત્યે કહેવા લાગ્યા કે હે દ્વીજ, મને જેવું દુઃખ આ સ્ત્રી અને પુત્રના વિયોગથી થાય છે તેવું દુઃખ રાજ્ય ત્યાગથી કે વનવાસથી થતું નથી. આ રીતે રાજાને વિલાપ કરતો રાખી તે બ્રાહ્મણ સતી તારામતી તથા તેના પુત્ર રોહિતાશ્વને લઇ વિદાય થયો અને હરિશ્ચંદ્ર ચાંડાલના સ્મશાન તરફ વિદાય થયો.

ત્યાર પછી હરિશ્ચંદ્ર રાજા પોતાના ધણી ચંડાળ તરફથી સ્મશાનમાં જે શબ બાળવા આવે તેનું વસ્ત્ર અને કર લેવા રહ્યા. તારામતી પેલા બ્રાહ્મણને ઘેર દાસીપણું કરવા લાગ્યાં. આમ ઘણોક કાળ વ્યતીત થયો. પણ રાજા રાણી કોઈ કોઇને મળવા પામ્યા નહિ. બન્ને એક નિષ્ટાથી પોતપોતાનું કામ બજાવતાં હતાં. ઘણોક કાળ વ્યતીત થવાથી

અને તેઓ બહુ દુર્દશામાં આવી જવાથી કોણ કોણને ત્યાં છે એ પણ તેઓને વિસ્મૃત થઇ ગયું. આવી દશામાં તેઓ પહોંચ્યાં હતાં તો પણ તેઓએ પોતાની જાતિ અને નેક ટેક છોડી ન હતી. કોઇ વખતે ઇશ્વરેચ્છાથી તારામતીનો પુત્ર રોહિતાશ્વ કે જે હમ્મેશાં પોતાના મિત્રો સાથે જંગલમાં પુષ્પો વીણવા જતો તેજ પ્રમાણે આજ પણ ત્યાં ગયો અને ત્યાં તેને સર્પનો દંશ થવાથી તત્કાળ તે મરણને શરણ થયો. આ પ્રમાણે તારામતીને દુઃખમાં દુઃખ આવી પડ્યું. તારામતી પુત્રનું મુખ જોઈ પોતાના દુઃખના દિવસોને ગત કરતાં તે મુખ ચંદ્ર પણ આજે અસ્ત થયો, અને તે દુઃખના સમુદ્રમાં ડુબી ગયાં. આ રીતના દુઃખથી વ્યાકુળ થયેલાં તારામતી પોતાના મૃત પુત્ર રોહિતાશ્વને ખોળામાં લઇ કલ્પાંત કરતાં રુદન કરવા લાગ્યાં કે અરેરે! હું નિરાધાર થઇ! અરે! હું હવે શું કરીશ! હું ક્યાં જઇશ! હે દુષ્ટ સર્પ! તેં આ નિરપરાધિ બાળકનો જીવ કેમ લીધો! અપરાધ વગરના લોકોને પણ દુઃખ દેવું એજ દૈવનો નિયમ હશે! પુત્રનો પ્રાણ લેનાર હે સર્પ! હવે તો તારે મને પણ દંખ મારવો જોઇએ. હે પ્રિય પુત્ર! એકવાર બોલ! મને નિરાધાર મુકીને તું ક્યાં જાય છે? હું તારા શિવાય બીજા કોનું હસતું મુખ જોઇ તારા પિતાના વિયોગનું દુઃખ હું વિસારીશ? હે પુત્ર! ઉઠ અને એકવાર કાલુંકાલું બોલીને આ તારી દુખીયારી માતાને આશ્વા-

સન આપ ! આ પ્રમાણે વિલાપ કરતાં સ્મશાનમાં પુત્રને ખોળામાં લઇ બેઠેલાં સતી તારામતીને જોઈને હરિશ્ચંદ્રે આવીને પૂછ્યું કે અરે ! કોણ છે ? આવી કાળીરાત્રિને સમયે તું કયાંથી આવી છે ? શું તું તારા પુત્રને મારા ધણીનો કર આપ્યા વગર બાળવા ઇચ્છે છે ? હું મારા ધણીનો કર ઉઘરાવવા આ અંધારી રાત્રીમાં પણ ફરૂં છું, માટે એકવાર કર આપ અને પછીથી તારા પુત્રને અગ્નિ-સંસ્કાર કર.-આવાં વચનો સાંભળી નિશ્વાસ નાખતાં તારા-મતી બોલ્યાં કે મારી પાસે કંઇ પણ નથી. માટે દયા લાવી મારા પુત્રને અગ્નિસંસ્કાર કરવા રજા આપો. અરેરે ! સર્વ રાજાઓમાં શ્રેષ્ઠ એવા સત્યવાદી હરિશ્ચંદ્ર રાજાની રાણી કયાં ! અને આવી દુઃખી, ઘોર અને વિકટ દશા કયાં ! અરેરે ! મારા પુત્રને બાળવા માટે સ્મશાનનો કર આપવા પણ હું શકિતહીન ! હે ઇશ આ તારી દીનદાસી તરફ દયાની દ્રષ્ટિ રાખ.

આવાં હૃદયવેધક વચન સાંભળતાં હરિશ્ચંદ્ર રાજા તર-તજ મૂર્ચ્છિત થઇ પૃથ્વીપર પડયો. કેટલીકવારે મૂર્ચ્છા વળ્યા પછી પોતાની સ્ત્રીને તથા મૃતપુત્રને જોઈ ખેદ પામતો કહેવા લાગ્યો કે હે પુત્ર ! તું કયાં સંતાઇ રહ્યો ? શું તું હવે ફરી આ તારી માતાને દયાની દ્રષ્ટિથી નહિ રીઝવે ? તું તારી મનોહર વાણી એકવાર બોલી આનંદને

ઉપજાવ ! આ તારી માતાને ધન્ય છે કે જેણે આજ સુધી તારા બોલ સાંભળી સુખ લીધું પરંતુ મેં તારા કાલાકાલા શબ્દો આગળ સાંભળેલા તેજ. હે પુત્ર ! તું કયાં અદ્રશ્ય થયો ! અરેરે ! હૃદયને દળી નાખે એવે સમયેજ હું નિર્ભાગીને તને મળવાનું નિષ્ઠુર દૈવે નિર્માણ કયાં રાખી મૂકયું હતું ? હા ! પુત્ર ! રોહિત : એક વાર તો તારા ચાંડાલપણાને પામેલા દુઃખી પિતાની સામું જો. આ પ્રમાણે ઘણો વિલાપ કરી નિશ્વાસ નાંખી પછી તેમણે પોતાની પ્રાણપ્રિયા સતી તારામતીને કહ્યું, પ્રિયા ! તું તારા જે પ્રાણનાથનું ઘડીએ ઘડીએ સ્મરણ કરે છે તેજ વજ્રમય દુઃખનો આ હું ચાંડાલપણાને પામેલો હરિશ્ચંદ્ર છું. હે પ્રભુ ! મારૂં સત્યવાદીપણું અને રાજાપણું કયાં ? અને આ એક દુષ્ટ હૃદયવાળા ચાંડાલપણું કયાં ? આ અસાર સંસારમાં મારા બરોબર કોઈ દુઃખીઓ હશે ? નહિજ ! પ્રિયે ! તું મારા પ્રાણથી પણ વધારે વાહાલી છે. અને આ પુત્ર રોહિત પણ મારા પ્રાણથી અધિક છે. તોપણ હું મારા સ્વામીનો કર લેવાનો ધર્મ ચુકીશ નહિ. જે કોઈ માણસ પોતાના શરીર, સગાં, પુત્ર અને સ્ત્રી સારૂં પોતાના ધણીનું અહિત કરે છે, તે મહા અધમમાં અધમ ગણાય છે અને તે રૈરવ નામના નર્કનો અધિકારી થાય છે. માટે તું બ્રાહ્મણ અગર બીજા કોઇ પાસેથી યાચના કરી સ્મશાનનું શાસન આપ કે જેથી આપણો ધર્મ જળવાય.

આવા દુઃખમાં પણ સ્વામીનાં ધર્મપરાયણ વાક્યો સાંભળી સંતુષ્ટ થયેલાં પતિવ્રતાં તારામતી ધીરજ નહીં છોડતાં, સ્મશાનનો કર લેવા સારું કાશી તરફ ચાલ્યાં. રસ્તામાં કોઈ મુએલાં બાળકને પડેલું જોઈ દયાથી તેને જોવા ગયાં તેટલામાં પાછળથી કાશી રાજાના દુતો દોડી આવ્યા. તેઓ બોલ્યા કે આ સ્ત્રીએજ આ બાળકનો વધ કર્યો છે, માટે ત્વરાથી રાજાની હજુરમાં લઇ ચાલો. તારામતીને પકડી તેઓ રાજા પાસે લઇ ગયા. રાજાએ જાણ્યું આજ સ્ત્રીએ બાળકને માર્યું હશે, તેથી તેમનો શિરચ્છેદ કરવાનો હુકમ આપ્યો. ચાંડાળે પોતાના નોકર હરિશ્ચંદ્રને અમલમાં મુકવા ફરમાવ્યું. હરિશ્ચંદ્ર રાજાએ જાણ્યું કે આ મારી સ્ત્રી નિરપરાધી છે, તોપણ પોતાના સ્વામીના હુકમનું અપમાન કેમ થાય! એમ વિચારી તેમણે તારામતીને મારવા તરવાર ખેંચી. ત્યારે સત્યવાદીની તારામતીએ કહ્યું કે–પ્રાણપતિ! તમારા હાથની તરવાર આ કંઠમાં મોતીની માળા સમ શોભશે. માટે ચિંતાતુર ન થતાં સુખેથી પોતાના ધર્મને અનુસરતાં મારો ઉદ્ધાર કરો. હે રાજન્! તમારાથી અસત્ય ન થાઓ, જેમ પ્રજાપાલન આદિ વિષમ રાજધર્મો અને બ્રાહ્મણને સંતોષવા આદિ સ્વર્ગ્ય ધર્મો આપે નિરંતર આચર્યા છે. તેમ આ સેવક ધર્મ રૂપી વ્યવહારધર્મને પણ આપ અનુસરો. હે પ્રિય! હવે આ દુઃખમાંથી મને મુક્ત કરો. મારાં સત્ય કર્મ અને પતિવ્રતા ધર્મ

જન્માંતરે મને આપની દાસી કરજો. રાજાએ કહ્યું કે મેં નિષ્કપટ થઈ મારા સ્વામિની આજ્ઞા પાળી છે, તો આપણું ઈશ્વર સદૈવ કલ્યાણજ કરશે. આપણે સૌ થોડા વખતમાં સ્વર્ગમાં એકઠાં થઈશું. આ પ્રમાણે વિયોગનાં વચનો બોલી જેવી તરવાર ઉગામી હરિશ્ચંદ્ર રાજા ઘા કરવા જાય છે, તેવાજ સર્વ દેવોએ આવી તેમનો હાથ પકડી લીધો ને કહ્યું કે–હે રાજન્ : પ્રાણ જતાં સુધી પણ પોતાના ધર્મને નહિ ચુકનારાં તમો દંપતીને ધન્ય છે ! હે સત્યવાદિની પતિવ્રતા તારામતી ! તમે અનુક્રમે સત્ય, ધર્મ અને પતિવ્રતા ધર્મથી આ લોકનો ઉદ્ધાર્યો છે, અને કાશીવાસી લોકોનો બ્રાહ્મણ અને ચંડાળ વગેરે અમે સર્વ ધર્માદિક દેવો તમો દંપતીની પરીક્ષા કરવા જતાં તમારાં સત્યવ્રતથી જીતાયાં છીએ. એટલું બોલી તેને કેટલાંક વરદાન આપ્યાં. અને તે પુત્રને પણ સર્પ વિષથી મુક્ત કર્યો. રોહિત સ્વસ્થ થઈ ઉભો થયો, અને જેના સ્તનમાં પાનો ભરાઇ આવ્યો હતો એવાં તારામતીના પગમાં પડયો. કુમાર રોહિત માતા પિતા બન્નેને નમન કરી દેવોને તેની સ્તુતિ કરતા જોઇ વિસ્મય થયો. પણ રાજા રાણીએ તે સર્વ હકીકત કહી સંભળાવી. રોહિત સાથે દેવોના તથા વિશ્વામિત્રના ચરણમાં તેમણે મસ્તક મુકયાં. તારામતીનાં પતિવૃત્યે, હરિશ્ચંદ્રના સત્યને અને રોહિતનાં માતા પિતા પ્રત્યેના ધર્મને જોઈ પ્રસન્ન

થયેલા દેવોએ તેમનાં મસ્તક ઉપર હાથ મુકીને કહ્યું કે હે રાજન્ !

**विना धर्मं मनुष्याणां जायते न शुभं क्वचित् ॥**
**यत्नतो धारयेत्तस्मात् पुरुषो धर्म मेवाहि ॥**

ધર્મે કરીનેજ સઘળાં શુભ થાય છે, વાસ્તે મનુષ્યોએ હરકોઈ પ્રકારે ધર્મનેજ ધારણ કરવો જોઇએ.

આમ કહ્યા પછી દેવતાઓ અંતર્હિત થયા. રાજા રાણી અને પુત્ર એ સઘળાં રાજધાની તરફ વિદાય થયાં. ત્યાં જઈ પૃથ્વી પાલન કરતાં સુખ લેવા લાગ્યાં. તારામતીએ બ્રાહ્મણને ત્યાં વેચાઇ પોતાના પતિવ્રતા ધર્મને અનુસરી પતિભક્તિમાં નિશદિન ચિત્ત રાખી પોતાના શીલ વ્રતને સંભાળી પોતાના સત્ય ધર્મનો ટેક રાખી સત્યવાદિપણું આ જગતમાં જાહેર કર્યું છે, પતિ વિષે પ્રેમ રાખનાર પતિવ્રતા તારામતીને ધન્ય છે ! ! !  ( માર્કંડેય પુરાણ )



# સતી ઈંદ્રાણી.



એનું નામ શચી પણ હતું. પુલોમ રાજાને શચી નામની પુત્રી હતી. તે રંગે, રૂપે, સદ્દગુણી, ડાહી, ભણેલી અને સ્વધર્મનિષ્ઠ હતી; તેને સ્વર્ગના રાજા ઇંદ્ર વેરે પરણાવી હતી. ઇંદ્ર દેવતાઓ ઉપર રાજ્ય કરતો હતો અને તેને વારંવાર દેવતાઓના શત્રુઓ દૈત્યોની સાથે યુધ્ધ કરવાં પડતાં હતાં. શચી તેમાં સહાયતા આપતી હતી. આ સાધ્વી ઘણીજ સ્વરુપવાન અને તેજસ્વી હતી. તે પોતાના સ્વરુપને માટે જગતમાં પંકાએલી છે. તે બુધ્ધિવાન, નીતિવાન, ધાર્મિક, જ્ઞાની અને પતિવૃતા હતી.

એક વખતે દૈત્યો તરફથી વૃત્ર નામનો બ્રાહ્મણ, ઈંદ્રની સામે લઢવા માટે આવ્યો, તેમાં ઈંદ્રે વૃત્રને મારી નાંખ્યો. વૃત્ર બ્રાહ્મણ હતો તેથી ઇંદ્રને બ્રહ્મ હત્યા લાગી અને તેની પાછળ પડી. ઇંદ્ર તેનાથી નાશભાગ કરવા લાગ્યો, પરંતુ જ્યાં તે જાય ત્યાં બ્રહ્મ હત્યા પણ તેની પાછળ પાછળ જાય. આખરે કીડાનું સ્વરુપ લઇને ઇંદ્ર માનસરોવરની અંદર કમળના નાળમાં છુપાઇ બેઠા. બ્રહ્મ હત્યા ત્યાં આગળ જઇ શકી નહિ. બીજી તરફ ઇંદ્રના નાસી જવાથી સ્વર્ગની રાજ્યગાદી રાજા વગર શૂન્ય થઈ

પડી. સતી ઇંદ્રાણી આધાર રહિત થઇ રાત દહાડો વિયોગી ચાતકની પેઠે ઝુરવા લાગી. ત્યાર પછી સ્વર્ગના દેવતાઓએ ધર્મશાસ્ત્રો પ્રમાણે કેટલાક દાખલાઓ આપી ધીરજ આપી સ્વર્ગના રાજ્યાસન ઉપર નહુષ નામના રાજાનો રાજ્યાભિષેક કર્યો. તે રાજા પ્રથમ તો ઘણોજ ધર્માચરણવાળો અને ગુણવાન હતો; પરંતુ પાછળથી ઇંદ્રાણીનું રૂપ તથા ગુણ જોઇને તેના ઉપર મોહિત થયો. અને ઇંદ્રાણી પ્રત્યે કહેણ મોકલવા લાગ્યો કે 'હવે તું સ્વર્ગના રાજ્યનો લ્હાવો લે અને તું ઇંદ્રને માટે શા માટે દુઃખી થાય છે. મારી રાણી થઇને સ્વર્ગના રાજ્યના સુખનો લ્હાવો લે, કાલની કોને ખબર છે. આવી લાગેલા સુખને લાત મારીને શા માટે દુઃખ સ્વીકારે છે? ઇંદ્ર હવે કંઇ અહીં આવવાનો નથી, માટે મારૂં કહેવું માની જા, અને મારી અર્ધાંગના થઇને સ્વર્ગનું અનુપમ રાજ્ય સુખ ભોગવ.' પતિવૃતા ઇંદ્રાણીએ નહુષના કહેણનું અપમાન કર્યું, તોપણ નહુષે કહેવરાવ્યું કે– "તને મારી પત્નિ થવામાં શી અડચણ છે?" કામાંધ નહુષ અત્યારે સતીધર્મ વિસરી ગયો હતો તેથી વારંવાર ઇંદ્રાણીને પોતાની પટરાણી થવાનું કહેવા લાગ્યો. ઇંદ્રાણીએ થોડો વખત તો નહુષને આડા અવળા જવાબો આપી તથા ક્રોધ દર્શાવીને અટકાવ્યો. પરંતુ આખરે જ્યારે નહુષે તેના ઉપર બલાત્કાર કરવાનું કહેણ કહાવ્યું, ત્યારે ઇંદ્રાણીએ મુંઝાઇને ગુરૂ બૃહસ્પતિની પાસે જઈ તેમને નહુષના ક્રુર

અને ઘાતકી વિચારની વાત કહી સંભળાવી અને પૂછ્યું કે– "હવે મારે મારા પતિવૃતનું રક્ષણ કેવી રીતે કરવું ? કારણ કે નહુષ દુરાત્મા અને દુષ્ટ છે. તેને ધર્મ અધર્મની ખબરજ નથી. કારણ કે "कामांधो नैव पश्यति" એ કહેવત મુજબ તે નક્કી મારા શીલનો ભંગ કરશેજ. હે ગુરૂ તમે કોઈ પણ ઉપાયથી મારી રક્ષા કરો ? તમે પૂર્વે મને આશિર્વાદ આપી કહ્યું હતું કે તું અખંડ સૌભાગ્યવતી રહીશ, પતિવૃતા થઈશ, અને અત્યંત સુખ ભોગવીશ માટે આપ તે આશીર્વાદની વાણીને સફળ કરો. આ પ્રમાણે ઇંદ્રાણીનું કહેવું સાંભળી બૃહસ્પતીએ કહ્યું કે, "પુત્રી ગભરા મા. સઘળું થોડા સમયમાંજ સારૂં થશે." અને ઇંદ્રના દર્શન પણ થોડા સમયમાંજ થશે, માટે તારે નહુષથી કોઈ પણ રીતે ડરવું નહિ.

ઇંદ્રાણીએ બૃહસ્પતિને ખબર આપ્યાથી તે તેના ઉપર ક્રોધાયમાન થયો. દેવતાઓ અને ઋષિઓએ નહુષને બહુ બહુ શિખામણ આપી, પણ તેઓનું સર્વ કહેવું ફોક અને નહુષ કહેવા લાગ્યો કે, "ઇંદ્રે પણ પૂર્વે ઘણા અપરાધો કર્યા હતા. અને તેમણે ગૌતમની સ્ત્રી અહલ્યાનું શીળભંગ કર્યું હતું. તેથી તમે તેને કેમ નહિ અટકાવ્યો ? તમો ઇંદ્રાણીને તરતજ મારા મહેલમાં મોકલી આપો ?" તેથી દેવતાઓ બૃહસ્પતિને ઘેર ઇંદ્રાણી બેઠાં હતાં ત્યાં ગયા અને

બૃહસ્પતિને કહેવા લાગ્યા કે 'હે દેવર્ષિઓમાં શ્રેષ્ઠ એવા બૃહસ્પતિ! અમે તમને વિનંતિ કરીને કહીએ છીએ કે તમે નહુષને ઇંદ્રાણી સોંપી દો. કારણ કે ઇંદ્રના રાજ્યાસન ઉપર બીરાજતો, જે નહુષ તે હાલમાં ઇંદ્રથી પણ પોતાને અધીક માને છે તેથી ઇંદ્રાણી તેને ઇંદ્ર તરીકે કબુલ કરે. તે વખતે ઈંદ્રાણી આંખમાં આંસુ લાવી રડવા લાગ્યાં, હે બૃહસ્પતિ! હું તમારે શરણે આવી છું. તમે મારું રક્ષણ કરો!" બૃહસ્પતિએ ઇંદ્રાણીને કહ્યું કે હું શરણે આવેલાનો ત્યાગ કરતો નથી. તેમાં વળી તમે ધર્મ જાણનારાં અને સત્યવાદિની છો તે હું જાણતાં છતાં કેમજ ત્યાગ કરું? ત્યાર પછી સર્વ દેવતાઓને કહેવા લાગ્યા કે તમો સગળા ઈંદ્રાણીનું શીલ સચવાય એવો પ્રયત્ન કરો. ત્યારે દેવતાઓએ બૃહસ્પતિને ઉત્તમ ઉપાય બતાવવાનું સૂચવ્યું. ત્યારે બૃહસ્પતિએ કહ્યું કે–'નહુષ પાસેથી ઇંદ્રાણી કાંઈ અમુક કાળની અવધિ માગી લે. કારણ કે, કાળ તેના દુઃખનો છેડો આણશે.' તે ઉપરથી ઇંદ્રાણી નહુષની પાસે ગઈ અને તેને પ્રણામ કરીને બોલી કે–'મહારાજા! મારા સ્વામી ઇંદ્ર કયાં ગયા છે? થોડાક સમયની મને અવધી આપો, એટલા વખતમાં જો ઇંદ્ર પાછા ન આવે તો હું પછી નક્કી તમને વરીશ.' આ સાંભળી નહુષ ઘણો પ્રસન્ન થયો. અને ઇંદ્રાણીને જવાની રજા આપી; તે ત્યાં બૃહસ્પતિને ઘેર આવી. પછી સર્વ દેવતાઓએ વિચાર કર્યો કે

હવે આપણે ઇંદ્રને બ્રહ્મ હત્યામાંથી મુક્ત કરીએ. માટે તે સારુ સર્વાંતર્યામી શ્રી વિષ્ણુ ભગવાનને તેનો ઉપાય પુછી જોઈએ. આ પ્રમાણે વિચાર કરી સર્વ કોઈ શ્રી વિષ્ણુ ભગવાન પાસે ગયા. અને પ્રાર્થના કરી પુછયું કે ઇંદ્ર બ્રહ્મ હત્યાના દોષથી મુક્ત થાય એવો ઉપાય બતાવો. ત્યારે શ્રી વિષ્ણુ ભગવાને તે પાતિકથી છુટવા અશ્વમેધાદિ યજ્ઞ કરવાનું સુચવ્યું. સઘળા દેવતાઓ જ્યાં ઇંદ્ર રહેતા હતા ત્યાં ગયા અને યજ્ઞ કરાવ્યો. ઇંદ્ર પાતકથી મુક્ત થયા. તેઓ બળવાન પણ થયા પરંતુ તેની પાસે યુધ્ધનાં આયુધ નહિ હતાં તેમ તેનો ઉદયકાળ પણ નહોતો તેથી તે સરોવરમાં કમળના નાળોની અંદર છુપાઈ રહ્યા. અહીં ઈંદ્રાણી પણ મુઝાણાં. તેણે કરેલો અવધી દિવસે દિવસે ઓછો થવા લાગ્યો. એટલે સર્વ દેવતાઓએ મળી તેને તેના પતિ ઈંદ્રથી મેળવી. ઈંદ્રાણી પોતાના પ્રાણપતિ ઇંદ્રનાં દર્શન કરી બોલ્યાં કે, 'હે નાથ! દુષ્ટ નહુષ હવે મારા શીલનો ભંગ કરશે, માટે જેમ બને તેમ તમે મારું રક્ષણ કરો, અને તે દુષ્ટ નહુષને હણો. ઇંદ્રે ઈંદ્રાણીને ધીરજ આપતાં કહ્યું કે વ્હાલી આ વખત મારે પરાક્રમ કરવાનો છે નહિ. અને તે મહા બળવાન છે તો હું એક ઉપાય બતાવું તે પ્રમાણે તું કરીશ તો તારૂં શીલ રહેશે. "નહુષને એકાંતમાં જઇને કહેજે કે તમો ઋષિઓની પાસે પાલખી ઉપડાવી તેમાં બેસીને મારે ત્યાં આવો તો હું ખુશીથી તમારી સેવા કર-

વાને તૈયાર થાઉં." ઇંદ્રાણીએ તે પ્રમાણે નહુષને કહ્યું. નહુષ રાજા કામી અને અવિચારી હતો. તેણે ઇંદ્રાણીનો શીલનો ભંગ કરવાનો વિચાર કર્યો હતો તેથી તેની બુધ્ધિનો નાશ થયો. તેણે પ્રસન્ન થઇને આ વાત સ્વીકારી અને તરતજ પોતે સપ્ત ઋષિઓ પાસે પાલખી ઉચકાવી નહુષ ઇંદ્રાણી મહેલે જવાને નિકળ્યો. રસ્તે ચાલતાં ઉતાવળમાં અગસ્ત્યને પગ અડકાડી **सर्प सर्प** એમ કહ્યું. તરતજ અગસ્ત્યે સ્રાપ આપ્યો કે **सर्पोभव** ( સર્પ થઈ જાવ ) આ પ્રમાણે સ્રાપ થતાં તે અજગર જાતિ રસ્તે સર્પ થયો. અને ઈંદ્ર પાછો સ્વર્ગના રાજ્ય ઉપર બેઠો. આ સઘળો પ્રતાપ ઇંદ્રાણીનો હતો. ઇંદ્રાણીએ લાંબા કાળ સુધી સૌભાગ્ય ભોગવ્યું હતું. તેથી આજે પણ લગ્ન કાર્યમાં ઇંદ્ર ઇંદ્રાણીને સૌભાગ્ય આપવામાં આવે છે. ધન્ય છે ઇંદ્રાણીના પાતિવૃત્યને ! ! ! (મહાભારત)



# દેવહુતી.



આ સાધ્વી સ્ત્રી બ્રહ્માવર્ત દેશના રાજા સ્વયંભુ મનુની પુત્રી થાય અને મહાત્માશ્રી કર્દમ ઋષિના ધર્મ પત્નિ થતાં હતાં. પૂર્વે બ્રહ્માએ કર્દમ ઋષિને કહ્યું કે "પ્રજાસૃજો" ત્યારે તેમણે સરસ્વતીના તીર્થ ઉપર જઇને દશ હજાર વર્ષ સુધી તપ કર્યું. આથી પ્રસન્ન મુખવાળા ભગવાને દર્શન દીધાં. તેથી કર્દમનો મનોરથ સફળ થયો. અને કર્દમ ઋષિ ભક્તિથી સ્તુતિ કરવા લાગ્યાં કે, હે અધિશ્વર! આપ પ્રજાપતિની વાણી (વેદ) રૂપ દોરીથી જેમ વિષયથી હણાયેલો આ જીવ લોક પશુની પેઠે બંધાયેલો છે. તેમ હું પણ તેઓને અનુસરનારો આપને બળિદાન આપું છું અને કર્મ કરવા રૂપ આપની આજ્ઞાનુસાર સ્ત્રી પરણવાને ઇચ્છુ છું. એટલે ગરૂડની પાંખો ઉપર શોભતા અને પ્રેમ તથા મંદ હાસ્યથી જોવાથી ચાલતી ભ્રકુટીવાળા ભગવાન અમૃત જેવાં વચનોથી કહેવા લાગ્યા કે—હે રૂષિ! જેને માટે તમે નિયમો વડે મારી સેવા કરી છે. તે તમારા મનનો અભિપ્રાય જાણીને પ્રથમથીજ મેં ગોઠવણ કરી રાખી છે. પ્રજાપતિના પુત્ર પ્રખ્યાત કીર્તિવાળા મનુ જે બ્રહ્માવર્ત્તમાં રહીને સાત સમુદ્રવાળી પૃથ્વી ઉપર રાજ્ય કરે છે. તે તમારાં દર્શન કરવા તેમની પત્નિ સહિત અહીં આવશે, સારા સ્વ-

ભાવવાળી, યોગ્ય ઉમ્મરવાળી, ગુણવાળી, શ્યામ કટાક્ષવાળી અને પતિની શોધ કરતી તેની પુત્રી તે તમોને આપશે, તમારા વિર્યથી તમારી સ્ત્રી દેવહુતિને પેટે હું પણ અંશ-કળાથી અવતાર ધારણ કરીશ, સાંખ્ય શાસ્ત્રની સંહિતા કરીશ. આ પ્રમાણે કહી તેઓ અદ્રશ્ય થયા. ત્યાર પછી સ્વયંભુ મનુ અને તેમનાં પત્નિ શતરૂપા અત્રે પધાર્યાં. એ રૂષિરૂપે ઘણા કાળ સુધી તપશ્ચાયા કર્યાથી તેમનું શરીર તેજસ્વી થઇ રહ્યું હતું. કર્દમજીની પાસે જઈ મનુએ પ્રણામ કર્યાં. પર્ણકુટીમાં આવેલા મનુને જોઈ મહાત્મા કર્દ-મજીએ તેમને આશિર્વાદ આપ્યો, અને યોગ્ય સત્કાર કર્યો. પછી કર્દમ મુનિ ભગવાનની આજ્ઞા સંભારી મનુએ કરેલી પૂજા સ્વિકારીને સાવધાનપણે બેઠેલાં મનુને પ્રસન્ન કરતા કોમળ મધુર વાણીથી કહેવા લાગ્યા કે જો તમે નિશ્ચિંત થઈ જાઓ તો લાલચુ અને નિરંકુશ મનુષ્યોથી અધર્મ વધી જાય અને ચોર લુંટારાથી આ લોકનો નાશ થઈ જાય; તોપણ જેને માટે તમારૂં અહીં આગમન થયું છે, તે કાર્ય મને કહો. તે હું નિષ્કપટ મનથી સ્વિકારીશ.

મનુ કહેવા લાગ્યા કે—હું પુત્રીના સ્નેહથી મુંઝાયો છું માટે આપે કૃપા કરીને મારી વિનંતી સાંભળવી જોઇએ. આ પ્રિયવૃત ઉત્તાનપાદની બેહેન અને મારી પુત્રી દેવહુતી અવસ્થા, શીલ તથા ગુણો વગેરેથી યોગ્ય પતિને શોધે છે.

જ્યારથી તેણે નારદજીનાં મુખથી આપના સ્વભાવ, શાસ્ત્ર, રૂપ, અવસ્થા અને ગુણો સાંભળ્યા છે, ત્યારથી તેણે આપનેજ પરણવાનો નિશ્ચય કરેલો છે, માટે હું શ્રધ્ધા વડે આ કન્યા ભેટ કરૂં છું તે ગ્રહણ કરો. વળી મેં સાંભળ્યું છે કે તમે વિવાહને માટે તૈયાર છો, માટે યથાયોગ્ય બ્રહ્મચર્ય પાળનારા આપ મારી આ કન્યાનું પાણિગ્રહણ કરો.

કર્દમ રૂષિ બોલ્યા કે-તમો ખરૂં કહો છો, હું લગ્ન કરવાને ઈચ્છું છું. અને આપની પુત્રી પણ પરણ્યા વગરની છે. માટે અમારો આ પ્રથમ વિવાહ વિધિ બન્નેને અનુકૂળ છે. આ તમારી પુત્રી પગમાં પહેરેલાં ઝાંઝરનો ઝમકાર કરતી મેહેલની અગાસીમાં દડાની રમત રમતી હતી, ત્યારે એને જોઈને વિશ્વાવસુ ગંધર્વ મોહથી મૂઢ બની જઈ પોતાના વિમાનમાંથી ઢળી પડયો હતો. એવું સ્ત્રી રત્ન ઉત્તાનપાદની બેહેન-ઉત્તમ કન્યા સામે ચાલી આવી છે, તેનો કોણ સ્વીકાર ન કરે ?

કર્દમ રૂષિ બોલી રહ્યા, તે સમયે તેમનું મંદહાસ્યથી શોભતું મુખ જોઈને દેવહુતીનું મન લલચાયું. પછી મનુએ પટરાણીનો તથા દેવહુતીનો સ્પષ્ટ અભિપ્રાય જાણીને પ્રસન્નતાથી સર્વગુણ સંપન્ન કર્દમ રૂષિને સમાન ગુણવાળી પોતાની કન્યાનું દાન દીધું, મહારાણી શતરૂપાએ પ્રિતિથી તે વરકન્યાને અમૂલ્ય આભૂષણો, વસ્ત્રો તથા બીજો સર-

સામાન પેહેરામણીમાં આપ્યો. પોતાની કન્યાને યોગ્ય વર સાથે પરણાવી નિશ્ચિંત થયા. પછી વિદાય થતી વખતે બે હાથે પુત્રીને આલિંગન આપતાં મનુ ગળગળાં થઈ ગયા. અને પુત્રીનો વિયોગ સહન નહિ કરવાથી હે પુત્રી ! એમ બોલતાં આંસુ વડે દેવહુતિના માથાના વાળ ભીંજવી નાંખ્યા. પછી મહામુનિ કર્દમની આજ્ઞા લઈ પોતાની રાણી સહિત રથમાં બેસી પોતાના નગર તરફ વિદાય થયા.

માતા પિતા ગયા પછી પોતાના સ્વામીના મનના અભિપ્રાયને જાણનારાં પતિવૃતા દેવહુતિ જેમ પાર્વતી શંકરની સેવા કરે, તેમ નિત્ય પ્રીતિથી પતિના સેવા કરવા લાગ્યાં. ઘણા કાળ સુધી નિયમ પાળવાથી અત્યંત દુર્બળ અને શકિતહીન થયેલી દેવહુતિને જોઇને મહાત્મા શ્રી કર્દમ બોલ્યા કે-પ્રિયે ! તમારી સારી સેવા અને અત્યંત ભકિતથી આજ હું પ્રસન્ન થયો છું. આમ કહી પોતાની પ્રિયાનું પ્રિય કરવાની ઇચ્છાથી યોગ સિધ્ધિ ધારણ કરી, તેજ વખતે ઇચ્છાનુસાર ચાલનારૂં વિમાન પ્રગટ કર્યું, તે વિમાન સર્વ કામના પુર્ણ કરનારૂં, અને અલૌકિક રત્નોથી સુશોભિત હતું. આવા સુંદર વિમાનને જોઈ પોતાની મલિન દેહને લીધે તથા તેમાં જોઈતી દાસીઓ નહિ હોવાથી દેવ-હુતિ જરા ખિન્ન થયાં. તેથી કર્દમ મુની કહેવા લાગ્યા કે-હે ભીરૂ ! આ સામેના ધોધમાં સ્નાન કરીને આ વિમાનમાં

બેસો. કારણ કે સુકલ ભગવાનનું કરેલું તીર્થ મનુષ્યોના સર્વ મનોરથને પૂરનારૂં છે. પછી તે કમળ સરખાં નેત્રવાળાં દેવહુતિ પતિનાં વચનો સાંભળીને સરસ્વતી નદીના ધોધમાં સ્નાન કરવાને ઉતર્યાં. ત્યાં તેમણે એક ઘરમાં એક હજાર કન્યાઓ બેઠેલી જોઈ. તે સઘળી, કિશોર વયની અને કમળ સરખા નેત્રવાળી સ્ત્રીઓ દેવહુતીને જોઇને ઉભી થઇ. હાથ જોડી બોલીકે અમે તમારી દાસીઓ છીએ માટે અમને કામ બજાવવા ફરજ પાડો. પછી સઘળી સ્ત્રીઓએ સ્નાન કરવાના ઉત્તમ પદાર્થોથી દેવહુતીને સ્નાન કરાવ્યું. દેવહુતીએ પોતાનું શરીર દર્પણમાં જોયું તો સ્નાન કરવાથી સ્વચ્છ બનેલું અને નિર્મળ અને સ્નેહ ભરેલા નેત્રોથી શોભતું હતું. આ પ્રમાણે પોતાનું રૂપ જોઇ પોતાના પતિને સંભારે છે તેવામાં જ્યાં પ્રજાપતિ હતા ત્યાંજ પોતે પેલી કન્યાઓ સાથે બેઠેલાં જણાયાં. એક હજાર સ્ત્રીઓ સાથે પોતાના પતિની પાસે જોઇને સ્વામીના યોગનો પ્રભાવ જોઇને દેવહુતી આશ્ચર્ય પામ્યાં.

આ પ્રમાણે યોગના પ્રભાવથી રમણ કરતાં અને ભોગવિલાસની લાલસાવાળાં એ દંપતિના સો વર્ષ જાણે થોડોજ કાળ વિતી ગયો હોય તેમ વિતી ગયાં. દેવહુતી ઉપર બહુ પ્રેમને લીધે તેને પોતાનું અરધું અંગ માનનારા આત્મજ્ઞાની કર્દમ મુનિએ તેને બહુ સંતાન થવાનો સંકલ્પ જાણીને પોતાનાં નવ સ્વરૂપ કરી તેને મળ્યા. તેથી એકજ

વખતે દેવહુતીને અનુસુયા, કળા, શ્રદ્ધા, હવિર્ભૂ, ગતિ, સ્મૃતિ, ક્રિયાખ્યાતી, અરૂંધતી, અને શાન્તિ એમ નવ કન્યાઓ ઉત્પન્ન થઈ. તે સર્વે સ્વરૂપવાન અને ગુણવાન હતી. પછી કર્દમ મુનિને સંન્યાસ કરવાની તૈયારી કરતા જોઇને ખિન્ન મનથી અને મનોહર વાણીથી દેવહુતિ બોલવા લાગ્યાં-સ્વામિન ! આપે મને આપેલું વચન પૂર્ણ કર્યું છે, તોપણ મને શરણાંગતને અભયદાન દેવું જોઇએ. આ આપની પુત્રીઓ પોતાને યોગ્ય પતિ પોતાની મેળે શી રીતે શોધી લેશે ? અને આપના વિયોગને શમન કરાવનાર અને મને જ્ઞાનનો ઉપદેશ કરનારો એક તત્વજ્ઞાની પુત્ર થવો જોઇએ. મહાત્મા કર્દમ બોલ્યા કે—તું મારા મનને ખેદ ન પમાડ; કેમકે અવિનાશી ભગવાન થોડા દિવસમાં તારા ગર્ભમાં આવશે. તું વ્રત ધારણ કર, તારૂં કલ્યાણ થશે. પછી ઘણોક કાળ વિત્યા પછી મધુ દૈત્યને મારનારા ભગવાન કપિલદેવજી દેવહુતીને ઉદરે અવતર્યા.

પોતાના પિતા કર્દમ રૂષિ વનમાં ગયા પછી માતા દેવહુતિના હિતને માટે ભગવાન કપિલદેવજી તે બિંદુ સરોવરમાં રહ્યા. કર્મબંધનથી રહિત એવા કપિલદેવજીની પાસે જઇને દેવહુતી પુછવા લાગ્યાં કે—હું અસત્ ઈંદ્રિઓની તૃપ્તિથી બહુજ થાકી ગઇ છું જે ઇંદ્રિયોની લાલસા પુરી કરવામાં હું અજ્ઞાનરૂપી અંધારામાં પડી છું. તે અપાર અંધકારથી પાર ઉતારનારા આપ રૂપી ઉત્તમ નેત્રો અને

જન્મોના અંતે આજ આપની કૃપાથી મને મળ્યાં છે. આ દેહાદિક પદાર્થોમાં તમારી માયા વડે અહંતા મમતા રૂપ આગ્રહ લાગ્યો છે તે અજ્ઞાનતાને દુર કરો.

કપિલ બોલ્યા—પુરૂષોના કલ્યાણને માટે આધ્યાત્મિક યોગ મેં માનેલો છે કે જેમાં દુઃખ તથા સુખનો નાશ રહેલો છે. વળી હે માતા ? આ આત્માને બંધન અને મોક્ષ આપનારૂં ચિત્તજ છે. જો ચિત્ત વિષયોમાં લપટાય તો બંધન આપનારૂં નિવડે છે. અને જો ઈશ્વરમાં ચોંટે તો મોક્ષ આપનારૂં નિવડે છે. જે વિષયોનું સેવન ન કરે, વૈરાગ્યથી વધેલા જ્ઞાનનો વિચાર કરે અને સર્વ કર્મ મને અર્પણ કરીને મારી દૃઢ ભક્તિ કરે તે જીવાત્મા પરમાત્મા રૂપગુણને પામે છે.

આ પ્રમાણે મહાત્મા કપિલદેવજીએ પોતાની માતાને યોગ જ્ઞાનમાં ઘણો ઘણોજ શ્રમ લઈ કુશળ કર્યાં હતાં. એવી રીતે તે મહામતીએ યોગાભ્યાસી રહી પોતે જીવન મુક્તિ મેળવી.

ભાગવત.



# સતી અનસુયા.

પૂર્વે મહાત્માશ્રી કર્દમ મુનિને સૌભાગ્ય સંપન્ન દેવહુતી નામની સ્ત્રીથી અનસુયા નામની એક ઉત્તમ અવતારી કન્યા અને મહાત્માશ્રી કપિલ નામના એક પુત્ર જનમ્યા હતા. કપિલ મુનિ એક મોટા તત્વવેત્તા તરીકે જગતમાં પ્રખ્યાત થયા હતા; અનસુયા પણ પોતાના ભાઇની સાથે વિદ્યાભ્યાસ કરવામાં તથા પુરાતન કથાઓ સાંભળવામાં રાત્રિ દિવસ ગાળતાં હતાં. મહાત્માશ્રી કર્દમ મુનિએ તેને અત્રિ જેવા મહાન વેદવેત્તા તપસ્વી રૂષિની સાથે પરણાવ્યાં હતાં. અનસુયા પરણીને પિયેર પરહરિ સાસરે ગયા પછી સર્વ વડિલોની સેવા કરીને પોતાના પતિ અત્રિને વ્યાવહારિક અને ધાર્મિક કાર્યોમાં સહાય કરીને, પોતાના પ્રિયતમની સાથે તેમનાં સુખ દુઃખની સાથી થઇને પોતાના અનસુયા (ઇર્ષ્યાને અંધ કરનાર) એ નામને સાર્થક કર્યું હતું. રાત્રિના ચોથા પ્રહરમાં ઉઠીને ગ્રશૌચ, દંત ધાવન અને શરીર શુધ્ધિ માટે સ્નાન કરી સંધ્યા વંદન તથા સેવા પુજાનાં પાત્રો માંજીને રાખવાં, પુષ્પાદિકની સુંદર માળાઓ બનાવી પૂજા વખતે તૈયાર રાખવી, પછી ઘરગતુ કામકાજમાં જોડાઇ નિયમ પ્રમાણે ભોજન વગેરે તૈયાર કરવાં તથા બીજી વ્યાવહારિક બાબતો તરફ ધ્યાન આપવું, વગેરે

આ ગૃહ કારભાર સતી અનસુયાએ પોતાને માથે ઉપાડી લીધો હતો. ઘરસંબંધી કામકાજથી પરવાર્યા પછી તેઓ પોતાના પ્રાણપ્રિય પરમેશ્વર અત્રિની સેવામાં ગુંથાતાં હતાં. તેની અલૌકિક પતિ ભક્તિથી આખું જગત તેમને પ્રાતિવ્રત્ય વખાણવા લાગ્યું. પતિની પહેલાં ઉઠવું, પતિના સુતા પછી સુવું, તેમને નવરાવીને નહાવું અને તેમને જમાડીને જમવું વગેરે ધર્મોપચાર કરવા લાગ્યાં.

એક દિવસ નારદજી ફરતા ફરતા કૈલાસ તરફ ગયા, ત્યાં પાર્વતીજીએ નારદજીને પુછયું કે તમે ત્રણે લોકમાં ફરો છો, ત્યાં મારા જેવી પતિવૃતા સતી તમારા જોવામાં આવી છે ખરી ? ત્યારે નારદજીએ ઉત્તર આપ્યો કે મૃત્યુલોકમાં મહર્ષિ અત્રિને ઘેર અનસુયા નામની મહાસતી છે, તેનું પાતિવૃત્ય સ્થળો સ્થળ ઝળકી રહ્યું છે. આજ રીતે સાવિત્રી તથા લક્ષ્મીજી પાસે સતી અનસુયા વિષે વાત કરી વિદાય થયા.

બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ પણ તેમનું આવું પતિવૃત્ય જોઇને આશ્ચર્યમાં આરૂઢ થઈ ગયા. અત્રિ રૂષિ આશ્રમમાં નહિ હતા તે વખતે તે ત્રણે દેવો અનસુયાના પતિવૃતપણાની પરીક્ષાં કરવા માટે તેમના આશ્રમમાં આવી અનસુયાને પ્રણામ કરી બિરાજમાન થયા. પતિને વિષે શ્રેષ્ટ બુધ્ધિ રાખનારાં અનસુયાએ તે ત્રણે દેવોને આવકાર આપ્યો.

દેવોએ અનસુયાને વસ્ત્ર રહિત થઇ ભિક્ષા આપવા કહ્યું— તેથી સતીએ તેઓને છ છ મહિનાના બાળક રૂપ બનાવી દીધા. તે ત્રણે દેવતાઓને ઝાડ તળે ઝોળી બાંધી પહોઢા ડયા. તેટલામાં અત્રિ રૂષિ પણ આશ્રમમાં આવ્યા અને જુવે છે તો ત્રણ બાળકોને ઝોળીમાં સુતેલા દીઠા. રૂષિએ જ્ઞાન દ્રષ્ટિથી જોયું તો બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ પોતાની પત્નિ અનસુયાનું સત્યવૃત ભંગ કરવા આવેલા; તેજ તેમની દ્રષ્ટિ પડવાથી છ છ મહિનાના બાળક રૂપ બની ગયા છે. આવી મહાભારત રૂપી ધર્મ પ્રાસાદની પતાકા હોય નહિ ? તેમની ઉપરની આખ્યાયિકા શોભે છે.

ત્યાર પછી તે ત્રણે દેવની સ્ત્રીઓ પોતપોતાના પતિની શોધને અર્થે તેઓ આ સ્થળે આવી પહોંચી. આ વખતે નારદજી પણ અત્રે આવી ઉભા હતા. નારદજીએ તે ત્રણે સતીઓને આવતી જોઈને કહ્યું કે હવે તમો સૌ તમારા પતિને આમાંથી શોધી કાઢો. આવું સાંભળી તે ત્રણે સતીઓ વિચારમાં લીન થઇ ગયાં, અને ગભરાવા લાગ્યાં. ત્યારે નારદજીએ ફરીને કહ્યું કે આ સતી અનસુયા કે જેમણે તમારા પતિને બાળક રૂપ બનાવી દીધા છે. આવું સાંભળતાંજ તેઓ અનસુયા પાસે જઇ સ્તુતિ કરવા લાગ્યાં, અને ગભરાઇને ગળગળા થઇ ગયાં. આ શોકકારક દેખાવ જોઈ અત્રિ રૂષિને જરા દયા આવવાથી તેણે અનસુયાને કહ્યું કે, સતી તમો બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એ ત્રણે દેવોને પોતાના ખરા

સ્વરૂપમાં લાવી આ દેવીઓને તે દેવોનું દર્શન દો. પછી તે ત્રણે દેવો અત્રિના તથા સતી શિરોમણી અનસુયાના ચરણકમલમાં મસ્તક નમાવી તેમના યશનું ગુણગાન કરતાં પોતાના ધામ પ્રત્યે વિદાય થયા.

કેટલેક કાળ વ્યતિત થયાં પછી મોટો દુષ્કાળ પડયો વરસાદ નહિ થવાથી નવાણોમાં પાણીની તંગાસ પડવા લાગી. પશુ પક્ષીઓ અને મનુષ્યો અન્ન પાણીના અભાવે મરણ પામવા લાગ્યાં. મોટાં મોટાં નગરો અને આશ્રમો વિગેરે ઉજ્જડ થવા લાગ્યાં. આવી ભયંકર ભાવના જોઇ અત્રિ રૂષિ એકદમ ખેદયુક્ત થઇ લોકોનું દુઃખ નજરે ન જોઇ શકયાથી સમાધિ વશ્ય થયા અને પરમાત્માના ધ્યાનમાં આરૂઢ રહેવા લાગ્યા. સતી અનસુયા પણ પોતાના પતિ અત્રિને સમાધિમાં બેઠેલા જોઇને તેમને કોઇ પણ જાતનું દુઃખ ન થાય એટલા માટે રાત્રિ દિવસ, ટાઢ, તડકો, ભુખ અને તૃષા વેઠીને પણ પોતાના પ્રિયતમની એક ચિત્તથી સેવા કરવા લાગ્યાં. આમ કરતાં સો વરસનો ભયંકર દુષ્કાળ નિકળી ગયો. પરંતુ તે વરસો ગયાં તે જરા પણ જણાયું નહિ. સો વરસમાં એક વરસ બાકી રહ્યું તે વેળાએ અત્રિએ સમાધિમાંથી જાગ્રત થઈ પીવા માટે પાણી માગ્યું, એટલે સતી પતિ માટે કમંડલ લઇ પાણી લેવા માટે બહાર નિસર્યાં. પાસેની વાવમાં નજર કરે છે તો તેમાં જળની જાત સરખું કાંઇ પણ જોવામાં આવ્યું નહિ, તેથી

બીજા જળાશય તરફ વિદાય થયાં અને ત્યાં જુવે છે તો ત્યાં પણ પાણીના સાંસાં. આમ ફરતાં સઘળાં નવાણો નિરખી બોલ્યાં કે "અત્યાર સુધી આ નવાણો ભરેલાં હતાં અને એકાએક કેમ સુકાઈ ગયાં હશે? આજે સો વરસે મારા પ્રાણપતિની ઇચ્છા પુર્ણ કરવાને શું હું હિણભાગ્ય થઈશ! હે ઈશ! આ શો ગજબ." આમ વિમાસણ કરતાં સૂર્યનાં ભયંકર તાપથી ધખધખી રહેલા અરણ્યમાં પાણીને માટે આમ તેમ અથડાવા લાગ્યાં. રાત્રિ દિવસ પતિની સેવામાં એક ચિત્તે રહેવાથી જગતમાં શું બને છે, તેની તેને જરા પણ ખબર હતી નહિ. આ મહદ્દ દુષ્કાળ કે જેમાં સો વર્ષ વરસાદ વગર ગયાં તેથી કોઈ જગોએ પાણીનું નામ સુધ્ધાંત પણ રહ્યું નહોતું. મનુષ્યો અને પશુ પક્ષીઓ અન્નપાણીને અભાવે નાશ પામ્યાં હતાં. તે વાત પતિભક્તિ પરાયણ સતી અનસુયાથી છેક અજાણી હતી. તેથીજ પાણીને માટે મધ્યાહ્નને આમ તેમ ફરતાં હતાં. પતિવૃતા અનસુયાને આમ તેમ અથડાતાં જોઇને પતિતપાવિની ગંગાએ અણચિંતવ્યાં દર્શન આપીને કહ્યું કે બેન અનસુયા! તમો પતિની સેવા છોડી ક્યાં જાઓ છો! અનસુયા પાણી ન મળવાથી ગભરાઈ ગયાં હતાં તેથી ઉભા ન રહેતાં ચાલતાં ચાલતાંજ બોલ્યાં કે બહેન! હું મારા પ્રિયતમને માટે જળ લેવા જાઉં છું. આપ **આશ્રમ તરફ** પધારો હું હમણાંજ આવું છું. ગંગાદેવી સતીનાં વચન

સાંભળી બોલ્યાં કે, તમો ક્યાંથી પાણી લાવશો ? આજ સો સો વરસો થયાં દુષ્કાળ ચાલે છે, તેથી તમોને ક્યાંય પાણી મળી શકશે નહિ; માટે તમે શા માટે મિથ્યા ફાંફાં મારો છો ? "પાણી મળશે નહિ" આ શબ્દો અનસુયાને વજ્ર સમાન વસમા લાગ્યા, કારણ કે પોતાના પ્રાણપતિ અત્રિ રૂષિએ આજ સો વરસે સમાધિમાંથી જાગ્રત થઈ પાણી માગ્યું, તેથીજ તેઓ આમ તેમ પાણી માટે અથડાતાં હતાં. ગંગાદેવીનું વચન સાંભળી અનસુયા તતજ મૂર્છિત થયાં. થોડી વાર પછી મુર્છા ઉતરી ત્યારે ઈશ્વરની પાસે પ્રાર્થના કરવા લાગ્યાં કે; "હે વિશ્વંભર ! હે દિનાનાથ ! દીનબંધુ ! દયાસિંધુ ! મેં જો આજ સુધી મારા પતિની મન, વચન અને કાયા વડે એક ચિત્તથી સેવા કરી હોય તો મારા સત્યને આધારે મને આ એક કમંડલ પાણીથી ભરાય તેટલુંજ પાણી આપવાની કૃપા કરશો. મારા સ્વામીએ આજ સો વરસે મને માત્ર પાણી લાવવાનીજ આજ્ઞા કરી છે અને તે આજ્ઞા જો મારાથી પાળી શકાય નહિ, તો પછી મેં આજ દીવસ સુધી કરેલ ભક્તિ નીષ્ફળ જાય." આમ કહી સતી અનસુયા રડવા લાગ્યાં. પતિત પાવિની ગંગાદેવીએ તેમને રડતાં જોઇ ધીરજ આપી કે હે સતી ! અનસુયા ! તમો ગભરાવો નહિ, તમો અહીં એક નાનો ખાડો ખોદી પાણી ભરી લ્યો હું પોતેજ ગંગા તમારા સતીપણાનાં ગુણગાન સાંભળી તમારા દર્શન માટે

આવી છું. આ શબ્દ સાંભળતાંજ સતી હર્ષમાં આવી જઇ તેમના ચરણમાં પ્રણામ કરી ત્યાં ખાડો ખોદી કમંડલ ભરી લઇ નમ્ર વચનો બોલવા લાગ્યાં કે "પતિતપાવિની ગંગા-દેવી! મારા પ્રાણનાથ આપનાં દર્શન કરવા આવે ત્યાંસુધી અત્રે બિરાજજો અથવા અમારા આશ્રમમાં પધારવા કૃપા કરો." ગંગા બોલ્યાં કે "સતી હું તમારા પતિ આવે ત્યાં સુધી અત્રે રહેવા રાજી છું, પરંતુ હું એક શરત કરવા ઇચ્છું છું. તે એ છે, કે તમે આજ દિવસ સુધી તમારા પ્રિયતમની યથાવિધી સેવા કરી છે તેમાંથી એક વરસનું પુણ્ય મને આપવાની કૃપા કરશો તો હું અત્રે રહેવા રાજી છું" "તથાસ્તુ" કહી અનસુયા પોતાના પ્રિયતમ અત્રિની પાસે આવ્યાં, પતિને પાણી આપ્યું. પાણી પીતાં તરતજ અત્રિ બોલ્યા કે "સતી! સો વર્ષના દુષ્ટ દુકાળમાં તમો આવું મીઠું જળ કયાંથી લાવ્યાં?" અનસુયાએ આ સર્વ વાત વિદિત કરી તેથી અત્રિ રૂષિ પોતાની રાહ જોઇ બેઠેલાં ગંગાજી પાસે ગયા. દર્શન કરી બોલ્યા કે "હે પતિત પવિત્ર દેવી ગંગા તમોએ મારા ઉપર મોટી કૃપા કરી છે, તો હવે આપ અમારા આશ્રમમાં કૃપા કરીને રહો". ગંગા બોલ્યાં કે "હું તેમ કરવા રાજી છું પણ તમારાં ધર્મ પત્ની અનસુયાજી પોતાના પતિવ્રત્યનું એક વર્ષ પુણ્ય આપે અને તમે શંકરને પ્રસન્ન કરીને અહિ રહેવાની અનુજ્ઞા અપાવો. અત્રિએ આ સર્વ વાત કબુલ કરી અને તે પ્રમાણે

વ્યવસ્થા કર્યા પછી ગંગાદેવી અત્રિ ૠષિના આશ્રમ પાસે નદીના આકારમાં રહ્યાં. આજે પણ દક્ષિણમાં અત્રિશ્વર મહાદેવ અને અત્રિગંગા નદી અત્રિના આશ્રમ પાસે બિરાજે છે. અહિં લોકો સ્નાન કરી પવિત્ર થાય છે. આવો મહોટો લાભ એક અનસુયાના સતીપણાથી થયો છે.

એક વખતે પિતૃભક્ત રામ લક્ષ્મણ અને સતી સીતાજી અયોધ્યાનો ત્યાગ કરી, તેર વરસની લાંબી મુદત સુધી વનવાસ કરવા ગયાં. ત્યારે ફરતાં ફરતાં તેઓનું અત્રિ ૠષિના આશ્રમમાં આગમન થયું. ત્યારે અત્રિ ૠષિએ તેઓનો સત્કાર કરી રામ તથા લક્ષ્મણની સાથે કેટલીએક વાતચિત કરી સીતાજી તરફ જોઈ બોલ્યાં કે–હે રઘુકુળની રાણી સીતા ! આ મારી પાસે બેઠેલાં વૃધ્ધ વચનાં મારા પત્ની અનસુયાને માટે હું જેટલું કહું તેટલું ઓછું છે; તે મારી સેવા કરવામાં એટલાં તો તલ્લીન થઇ ગયાં હતાં કે, સો વરસનો મહાન દુકાળ પણ કયાં ગયો તે તેને જણાયું નહોતું. તેમની પતિભક્તિના પ્રભાવથી પતિતપાવિની ગંગાદેવી પ્રસન્ન થઈને મારા આશ્રમના દ્વાર ઉપર આવીને રહ્યાં છે. તેમને પ્રણામ કરીને તમે તથા રામ અને લક્ષ્મણ તમારા પવિત્ર આત્માને પ્રસન્ન કરો. અત્રિનું વચન સાંભળી શ્રી રામચંદ્રજી સીતાજીને કહેવા લાગ્યા કે, હે સીતા ? અત્રિ ૠષિએ પોતાનાં ધર્મ પત્ની માટે જે કહ્યું

તે તમે સાંભળ્યું કે ? આ અનસુયાએ નાની વયમાંથીજ અધ્યાત્મવેત્તાભાઇના સમાગમથી અને પિયેર પરહરિ સાસરાના ગૃહ પ્રત્યે આવ્યા પછી અત્રિ જેવા પવિત્ર રૂષિની સોબતમાં રહી ઉત્તમ રીતિનું શિક્ષણ લીધું છે. અને તેમનું ધર્મમય જીવન અત્યાયે સ્ત્રીજાતિને અનુકરણ કરવા જેવું છે. જાઓ તેમને પ્રણામ કરી પવિત્ર થાઓ. પ્રિય પતિની આજ્ઞાથી સીતાજીએ સ્નેહુથી અનસુયાની પાસે જઇ તેમના ચરણ કમળમાં પ્રણામ કર્યા. તેમને "અખંડ સૌભાગ્યવતી થા અને વીરપુત્રોની માતા થા!" એવો ઉત્તમ આશીર્વાદ આપી સતી બોલ્યાં કે દીકરી તું એક મોટા રાજાની રાજકુંવરી છે, અને મોટા રાજાના પાટવીકુમારની પટરાણી છે. છતાં ઐશ્વર્યનું અભિમાન ન રાખતાં પતિની પાછળ વનમાં ચાલી નીકળી છે તેને માટે તને જેટલો ધન્યવાદ આપું તેટલો થોડો છે. તારા આચરણ ઉપરથીજ જણાય છે કે તું પતિવૃતાના ધર્મને જાણે છે તો પણ હું મારી ફરજ વિચારીને તને સ્ત્રીઓના ધર્મો કહેવાને ઇચ્છું છું તે સાંભળઃ—

"હે સીતા ! પતિની ઉપર હુકમ કરનારી સ્વેચ્છાચારી દુષ્ટ સ્ત્રી કોઇ દિવસ પતિ સાથે જતી નથી, તેવી દુષ્ટ સ્ત્રીઓ અધર્માચરણને લીધે આલોકમાં અપયશ પામી અંતે નરકમાં પડે છે; અને તારા સરખી વિવેકી ધર્મ જાણનારી સ્ત્રીઓ પુણ્યશાળીની પેઠે આલોકમાં કીર્તિ મેળવી અંતે સ્વર્ગમાં વસે છે, પતિવૃતાનો ધર્મ પાળવાથી યશ અને ધર્મ પામીશ."

અનસુયાનાં આવાં બોધદાયક વચનો સાંભળી સીતાજીએ કહ્યું કે, "આપ જેવાં આર્ય સ્ત્રીઓનો ઉપદેશ ગ્રહણ કરવો એ ધર્મ છે. સ્ત્રીઓનો પતિ એજ ગુરૂ છે, એમ તમે મને જે ઉપદેશ કર્યો તે હું નિરંતર મારા હૃદયમાં કોતરી રાખીશ."

આવી રીતે કેટલીક સુંદર વાતો કરી સીતાજી પોતાના પ્રાણપતિ શ્રી રામચંદ્રજી સાથે ત્યાંથી વિદાય થયાં.

અત્રિના વૃધ્ધ પત્ની સતી શિરોમણી અનસુયાજી આ પ્રમાણે ધર્માચરણ તથા પતિ સેવામાં પોતાના દિવસો નિર્ગમન કરતાં હતાં. તેને દત્ત જેવા મહાન ગુણવાન અને જ્ઞાની પુત્ર હતા, વિદુષી અને પતિવૃતાના ખોળામાં બેઠાં બેઠાં સાંભળેલા જ્ઞાનને લીધે જગતમાં દત્તે ગુરૂના પ્રેમથી વિખ્યાતી મેળવી હતી. પતિ સેવાથી સ્ત્રી મહાન કાર્યો કરવામાં આગળ વધી શકે છે. પતિ પણ એવી સ્ત્રીઓની સહાયતાથી અલભ્ય લાભ મેળવી શકે છે. એ પ્રમાણે પવિત્ર ચરિત્રવાળાં અનસુયાના વૃત્તાંતથી આપણે વાકેફગાર થયા છીએ; માટે પ્રત્યેક નારીઓએ પોતાના જીવનની ઉન્નતિને અર્થે પતિસેવા કરવી જોઇએ     **રામાયણ.**



# સતી સુભદ્રા.



વસંતપુરમાં જિનદાસ નામે શ્રાવક રહેતો હતો, જેને પોતાની જિનમતી નામની સુશીલ સ્ત્રીથી સુભદ્રા નામે પુત્રી ઉત્પન્ન થઈ, તેને બાળપણથીજ જૈન ધર્મ ઉપર ઘણીજ શ્રદ્ધા હતી. તે લાયક ઉમરની થતાં બુધ્ધદાસ નામના બૌધ ધર્મી વાણીયાએ તેનું માગું કર્યું. તે અન્ય ધર્મી હોવાથી જિનદાસે તે માગું કબુલ નહિ કરતાં બુધ્ધદાસ કન્યાની લાલચે શ્રાવક થયો અને સુભદ્રાને પરણ્યો. કેટલાક દિવસ પછી તે પોતાના સસરાની રજા લઇ સુભદ્રાની સાથે પોતાની ચંપાનગરીમાં જઈ પહોંચ્યો; ત્યાં પોતાનાં માતા પિતા વગેરે કુટુંબી જનો બૌધ ધર્મી હોવાને લીધે તેઓને આ સ્ત્રી સાથે બરાબર નહિ બને એમ ધારી તેણે સુભદ્રાને જુદા ઘરમાં રાખી.

સુભદ્રાને ઘેર જૈનના સાધુઓ વોરવાને આવવા લાગ્યા, ત્યારે તેની સાસુ અને નણંદે પરધર્મના મત્સરથી બુધ્ધદાસને કહ્યું કે આ તારી વહુ સાધુઓ સાથે ખોટી રીતે પ્રસંગ રાખે છે. તે સાંભળી બુધ્ધદાસ બોલ્યો કે અરે એ શું બોલો છો? એ સ્ત્રી તો કુલીન અને મહાસતી છે એમ મારી ખાત્રી હોવાને લીધે હું તમારૂં કહ્યું નહિ માનું. બુધ્ધદાસનાં વચન સાંભળી તેની મા અને બેહેન ગમે તેવી ખોટી રીતે તેની ખાતરી કરી આપવા માટે ઉપાયો શોધવા લાગ્યા.



એક દિવસ સુભદ્રાને ઘેર એક સાધુ વોરવા આવ્યા, જેના નેત્રની અંદર ઉગ્ર પવનને લીધે તણુખલું પડ્યું, પરંતુ સાધુ તે ધર્મની રીત પ્રમાણે શરીરના સંસ્કારથી વિમુખ હતા તેથી તેણે પોતાના આંખમાંથી તણુખલું કહાડયું નહિ ત્યારે ભિક્ષા આપતી સુભદ્રાએ તેની આંખની પીડા જોઇને પોતાની જીભના ટેરવાથી પેલું તણુખલું ઉપાડી લીધું તે વખત બંન્નેનું કપાળે કપાળ અડી જવાથી સુભદ્રાના કુંકુના ચાંડલા (ચાંલ્લો) ની સાધુના કપાળમાં છાપ પડી. સાધુ તો ભિક્ષા વોરી ત્યાંથી ચાલ્યા ગયા.

આ રીતે સુભદ્રાના પ્રમાદનો લાભ લઈ તેની સાસુએ પોતાના પુત્ર બુધ્ધદાસને તે પ્રત્યક્ષ બતાવી કહ્યું કે જો આ તારી વહુનું મહા સતીપણું અને કુલીનપણું ? બુધ્ધદાસને માના વચન પર વિશ્વાસ આવી ગયો. અને પેલી ભલી ભામની ઉપરથી સઘળો ભાવ ઉતરી ગયો.

આ પ્રપંચની સુભદ્રાને ખબર પડતાં અને પતિને પ્રેમ વગરનો જોતાં તેણે વિચાર્યું કે મારા પર આવેલું આ ખોટું કલંક પ્રાણ જતાં સુધી પણ મારે દૂર કરવું જોઇએ; એમ ધારી તેણે રાત્રિને સમયે દેવીનું ધ્યાન કર્યું. ત્યારે દેવીએ આવીને કહ્યું કે દીકરી ! મુંઝા નહિ. સવારે સર્વ થઇ રહેશે. એમ કહી દેવી અદૃશ્ય થઈ ગયા.

સવાર પડતાં એ ચંપાનગરીના દરવાજા ઉઘડયા નહિ. દરવાનોએ ઘણી મહેનત કરી પણ તે સઘળી નિષ્ફળ થઈ.

આ વાતની રાજાને ખબર પડતાં તેણે પોતે તથા તેની સર્વ પ્રજાએ દેવતાઓની પ્રાર્થના કરી, ત્યારે આકાશવાણી થઈ કે કોઇ મહા સતી કાચા સુતરના તાંતણાથી ચાળણીને બાંધી તે વતી કુવાની અંદરથી પાણી કહાડે અને તે પાણીની ત્રણ અંજલિઓ દરવાજાને છાંટે તો દરવાજો ઉઘડે.

આ આકાશવાણીની વાત આખી નગરીમાં ફેલાઇ ગઈ. કેટલીએક સ્રીઓ કુવાને કાંઠે આવી આવીને ચાળણીને સુતરના તાંતણાથી બાંધી કુવામાં નાખવા લાગી. પરંતુ જેવી પાણી ભરવા જાય તેવી પેલી ચાળણી તૂટી પડે અને તેઓ દિલગીર થઈ પોતપોતાને ઘેર જાય એમ બનવા લાગ્યું. તેટલામાં સુભદ્રા ત્યાં આવી "જો હું ખરેખરી સતી હોઉં તો આ ચાળણીથી કુવાનું પાણી નીકળજો" એમ કહી તેણે સુતરના તાંતણાંથી બાંધેલી ચાળણી વતી કુવાનું પાણી કહાડયું અને તેની અંજલિઓ ભરી દક્ષીણ, પશ્ચિમ તથા ઉત્તર તરફના દરવાજાને છાંટી કે તરતજ તે દરવાજાનાં દ્વાર ખુલ્લા થયાં. ત્યાર પછી તેણે કહ્યું કે હવે બીજી કોઇ સ્રી સતીપણાનો ગર્વ રાખતી હોય તો તેણે આ પૂર્વ દિશાનો દરવાજો ઉઘાડવો જોઇએ. એમ કહી તે પોતાને ઘેર ગઇ. પાછળથી કોઈ સ્રી તે દરવાજો ઉઘાડવા સમર્થ થઈ નહિ.

વહુના સતીપણાનો આવો પ્રભાવ જોઈ સાસુ અને નાણંદ વગેરે દુર્જનોનાં મુખ કાળાં થયાં તથા તેના પતિનું મુખ ઉજવળ થયું. છેવટમાં રાજાએ તે સતીને પહેરામણી પહેરાવી ગાજતે વાજતે મોટી ધામધુમથી તેને ઘેર વિદાય કરી.

# કન્યા વીક્રય કરનાર નર્કવાસીજ થાય છે.



## એક બ્રાહ્મણે બગપક્ષી સાથે પરણવા પોતાની કેળવણી પામેલી છોકરીને આપેલી ધમકી.



સત્યુગમાં એક મોટા શહેરમાં એક બ્રાહ્મણ રહેતો હતો. તેની સ્ત્રી સતી હતી. તેને એકજ પુત્રી રત્ન હતું. પુત્રી ઘણીજ રૂપવંતી તેમ કેળવણી પામેલી હતી યોગ્ય ઉંમરની થતાં તેના પીતાએ તેના વેવા કરવા સંબંધી વાત પોતાની સ્ત્રીને પોતાની પુત્રીના દેખતાં કહી. પીતાનું માન રાખી એકાંતમાં પોતાની માતાને પોતે ઇચ્છાવર વરવાનું કહ્યું. (ઈચ્છાવર એટલે પોતાને યોગ્ય કેળવણી પામેલો. પછી તે ગરીબ કે શ્રીમંત હોય.) આ વાત તેના પીતાને ગમી નહીં. આ વાત ચાલતી હતી તેવામાં એક બગપક્ષી ઉડતું આવી બારણામાં બેઠું. પેલા બ્રાહ્મણને પોતાની છોકરીની હઠથી ઘણોજ ગુસ્સો લાગ્યો હતો. જેથી તેણે પોતાની પુત્રીને કહ્યું કે તને તો આવા બગપક્ષી સાથે પરણાવવી જોઇએ. પીતાનું આ વચન સાંભળી તુરતજ છોકરી ઉભી થઇ માતા પીતાને પગે પડી તે બગપક્ષીનેજ પોતાનો પતિ માની લઇ તેની સાથે જવા તુરત તૈયારી કરી. માતાએ-

કલ્પાંત કરી ઘણીએ સમજાવી. પણ પીતાના વચનનો અલોપ થાય તો નર્કનીવાસી થાઉં કહી તુરત તે બગપક્ષી જે તરફ જતું હતું તેની પાછળ ગઈ. ચાલતાં ચાલતા ગામની બહાર એક બગીચામાં પોતે જરા બેઠી. બગપક્ષી પણ ત્યાંજ બેઠું. (આ બગપક્ષી બગદાલવરૂષી હતા.) થોડી વારમાં શ્રી નારદમુની ત્યાં આવી પહોંચ્યા. જેની પુંજા કરવા પેલા બગપક્ષીએ પોતાનું સ્વરુપ બદલી મનુષ્યદેહ ધારણ કીધો, અને નારદ મુનીની પુજા કરી. પછી નારદ મુનીએ ત્યાંજ તેઓના સુર્ય ચંદ્રની સાક્ષી વચ્ચે લગ્ન કરી આપી પોતે અંતર્ધ્યાન થયાં. ત્યાંથી બગદાલવરૂષી પોતાની પત્ની સાથે આગળ ચાલ્યા અને એક મોટા અરણ્યમાં એક સુંદર પર્ણ-કુટી હતી ત્યાં રહી ઇંદ્રના જેવું સુખ ભોગવવા લાગ્યાં. ઘણે દીવસે પેલી બ્રાહ્મણની સ્ત્રીને પોતાની છોકરી યાદ આવવાથી પોતાના પતિને તેની શોધ કરવા વીનંતી કરી. જેથી તે બ્રાહ્મણ પોતાની છોકરીની શોધમાં ફરતો ફરતો આ અરણ્યમાં આવી પહોંચ્યો. જ્યાં દુરથી પર્ણકુટી આગળ પોતાની છોકરીને બેઠેલી જોઇ. ઘણીજ ઉતાવળે ત્યાં આવી પહોંચ્યો. પુત્રીએ પીતાને ઓળખ્યા અને તુરત આસન આપી પોતાના પતિને ખબર કરવા અંદર ગઇ. તેઓ રૂષી પણ બહાર આવ્યા. આ રૂષીને જોઇ બ્રાહ્મણ મહા ક્રોધ કરી બોલ્યો–તને તો મેં એક બગપક્ષી સાથે પરણવા કહ્યું હતું અને તું તો ઇચ્છાવરની હઠ લઇ બેઠી હતી અને તેં

આ શું કર્યું. આ રૂષી કોણ છે, ધીક્કાર છે તને વીગેરે કહ્યું. તુરતજ રૂષીએ પોતાના સસરાનું મન શાંત કરવા પોતાનું અસલ રૂપ જે બગપક્ષીનું હતું તે ધારણ કર્યું. આ જોઈ બ્રાહ્મણ ચકીત થઇ ગયો, અને પાછું રૂષીરૂપ ધારણ કરવા વિનંતી કરી. તેમ કરી રૂષી અંદર ગયા. પેલા બ્રાહ્મણે પીવા માટે જળ પોતાની છોકરી પાસે માગ્યું. છોકરીએ કમંડલમાં પાણી લાવી પોતાના પીતાને આપ્યું એટલામાં રૂષી ઘરમાંથી આવી પહોંચ્યા. પાણી પીવા જેવા જાય છે તેવોજ એક હાથ મારી કમંડલ ફેંકી દીધું. આથી બ્રાહ્મણને ક્રોધ ચઢયો અને પોતાના રૂષી જમાઈ માટે નીચ વીચાર આવ્યો. રૂષીએ પાસેના પહાડમાંથી નીકળતાં ગંગા જળનું પાન કરવા તેઓને કહ્યું. તે પાણી સારૂં નહોતું કરી તેમનું મન શાંત કર્યું. ગંગાનું જળ પેલા બ્રાહ્મણે પહાડમાંથી નીકળતું હતું તે પીધું અને ત્યાં ઊગેલા કેટલાક ફળો પણ પેટ ભરી ખાધાં એટલામાં બગદાલવરૂષીને તેડવા સ્વર્ગમાંથી ઇંદ્રનું વૈમાન આવ્યું. પારસદોએ વૈમાનમાંથી નીચે ઉતરી રૂષીને પ્રણામ કરી ઇંદ્રની હકીગત કહી. રૂષી તથા તેમના પત્ની સ્વર્ગમાં જવા તૈયાર થયાં. પોતાના પીતાને સાથે લેવા પોતાના રૂષી પતિને કેહેવાથી રૂષીએ પોતાના સસરાને પણ સ્વર્ગની રચનાં જોવા સાથે વૈમાનમાં બેસાડી લીધાં. સ્વર્ગમાં ત્રણે જણા ગયા. ઇંદ્રે ઉઠી રૂષીની પુંજા કરી. પછી બોલાવવા સંબંધી સઘળી

હકીગતથી વાકેફ કરી. પછી રુષીએ પોતાના સસરાને ઇંદ્ર-પુરી (અમરપુરી) ની રચના દેખાડવા ઇંદ્રના અનુચરોને કહ્યું. જેમણે અમરાપુરીની રચના દેખાડવા માંડી. પેલો બ્રાહ્મણ તો જોતાં જોતાં ગાંડોજ થઈ ગયો હતે, અને મનમાં પોતાની છોકરી અને જમાઇને હજારો આશીષ દેતો હતો, કે હે પ્રભુ બધાને દીકરી અને જમાઈ તો આવાજ મળજો. બધી રચના જોઈ એક સુવર્ણ મેહેલમાં ગયાં જે મેહેલની રચના હીરા, મણી, મોતી, પાના અને પરવાળાથીજ રચવામાં આવી હતી. તેવા મહેલમાં વચલા ભાગમાં એક લોહનો (લોખંડ) થાંભલો હતો. તે જોઇ પેલા બ્રાહ્મણે ઇંદ્રના અનુચરોને પુછ્યું કે શું ઇંદ્રને ત્યાં આ બધું કરતાં સુવર્ણ ઘટી ગયું હશે કે આવા રત્નજડીત મેહેલના વચલા ભાગમાં આવો લોખંડનો સ્થંભ રાખ્યો છે. એટલામાં ત્યાં પોતાની છોકરી અને રુષી જમાઇ આવી પહોંચ્યાં. પછી ઇંદ્રના અનુચરોએ કહ્યું કે મૃત્યુલોકમાં એક એક બ્રાહ્મણ, તેની સતી સ્ત્રી અને તેની સતી છોકરી માટે આ મેહેલ બાંધવામાં આવ્યો છે. તેઓ જ્યારે પોતાનું આયુષ્ય પુર્ણ થશે ત્યારે પોતાના સતીપણાના પ્રભાવે અહીં આવી આ રત્નજડીત મેહેલનું લાંબો વખત સુખ ભોગવશે. બ્રાહ્મણની છોકરી કેળવણી પામેલી, પતિવૃતા અને સતી હતી પણ તેના પિતાએ પોતાની છોકરીની ઇચ્છાવર વર-વાની હઠથી એક બગપક્ષી સાથે પરણાવવાને ધમકી આપી

હતી. પીતાના વચનથી છોકરીએ તેમજ કીધું. પછી પીતા છોકરીની શોધ કરવા નીકળ્યા. જમાઇના ઘરનું પાણી પીવા જતા હતા એટલામાં તે બ્રાહ્મણના જમાઇ બગદાલવરૂષીએ પાણી ફેંકી દીધું. પણ છોકરીએ પીવા આપેલા કમંડલમાંથી પાણીના ચાર ટીપાં હાથમાં પડયા તેના પ્રભાવે આ વચલો સ્થંભ કે જે સુવર્ણનો હતો તે લોહનો થઈ ગયો છે. જ્યારે તે બ્રાહ્મણ મૃત્યુલોકમાથી અત્રે આવી પોતાની સતી સ્ત્રી સાથે રહેશે ત્યારે આ વાત તે જાણશે અને પોતાના મનમાં પસ્તાશે કે છોકરીના ઘરના બે ટીપાં પાણી હાથમાં પડવાથી આટલું થાય છે તો જે દુષ્ટ લોકો પોતાની દીક-રીઓને પૈસા લઈ વેચે છે તેના શું હાલ થશે. આ સાંભળી બ્રાહ્મણ પોતેજ તે છે એમ સમજી ઘણાજ વીચાર કરવા લાગ્યો પછી બગદાલવરૂષીએ બ્રાહ્મણના મનનું સમાધાન કરી કહ્યું કે હે ધર્મનીષ્ઠ તમે ગભરાશો નહીં પણ તમો જ્યાં જ્યાં વ્યાખ્યાનો આપો ત્યાં ત્યાં કેળવણીથી થતાં ફાયદા અને કન્યા વીક્રય કરનારના શું હાલ થશે તેની પુરી સમ-જણ બે ટીપાં પાણીનો દાખલો આપી પાડજો. આટલું કહી રુષી વીગેરે સૌ પાછા મૃત્યુલોકમાં આવ્યાં.



# કોયલાની કાલાશ કાઢનાર પટેલની વાત.

## આખરે છોકરીને કેળવણી આપી તોજ આ જગતના મહાન સુખ ભોગવવા ભાગ્યશાળી થઈ.

એક આમોદ કેરપાડા જેવા નાના ગામમાં એક પટેલ રહેતાં હતાં. તેની પડોશમાં એક વિધવા બાઈ તથા તેની છોકરી રહેતા હતા. છોકરીના બાપે મરતી વખતે પોતાની પાસે જે કંઈ હતું તે પેલા પટેલને સોંપી પોતાની છોકરી અને સ્ત્રીની દેખરેખ રાખી યોગ્ય ઉમરે છોકરીને પરણાવવાની પણ સોંપણુ કરી હતી. ગામમાં ત્રણ ચોપડી જાણે ત્યાં સુધીની કન્યાશાળા હતી છોકરી ત્રીજી ચોપડીમાં પાસ થઇ કન્યાશાળાની સ્ત્રી શિક્ષકની સલાહથી છોકરાઓની સ્કુલમાં ચોથી શીખવા મુકી. જ્યાં પાંચમી ચોપડીમાં પાસ થઈ, ત્યારે તેની ઉમ્મર ફક્ત નવજ વરસની હતી. આ વાત પેલા પટેલની ગમી નહી. પટેલને ભાંડ ભવૈયા નાચરંગનો બહુ શોખ હતો. એક દિવસે રાતે ગામની ભાગળે ભંગીઆવાડમાં ભવાઇ હતી. જે જોવાને પટેલ છાના માના એક ખુણામાં પોતાના સોબતીઓની સાથે જઇ ઉભા હતા. જ્યાં ભવાયા લોકોએ કન્યાને કેળવણી આપવાથી છટેલ થાય છે, તેવો વેશ મુકયો હતો. તે જોતાં પટેલને

તો પેલી છોકરી છોકરાએ સાથે ભણુતી હતી તે વાત સાંભળી આવી અને પોતાના મનમાં ત્યાંજ નક્કી કર્યું કે કે કાલે સવારે એ છોકરીને નીશાળેથી ઉઠાડી લેવા તેની માને સખ્ત રીતે કહેવું અને જો તે નહીં માને તો બીજા પણ દબાણ કરવા. ભવાઈ પુરી થઇ. સવારે આંખ ચોળતા છુપાતા છુપાતા ઘેર આવતા રસ્તામાં પેલા સાથે આવેલા- ઓને ઉપલી વાત જણાવી. તેઓ પણ અભણ અને ઊલ્લુ જેવા હતાં એટલે હાજી હા કહી, તેમજ વાતને ટેકો આપ્યો. પટેલે સવારે પેલી બાઇને બોલાવી તેમજ કહ્યું. તેણે છોકરીની નિશાળની સ્ત્રી શિક્ષકને બધી વાત માંડીને કહી. તેણે સ્કુલવાળા માસ્તરને કહ્યું, હવે છોકરી ભણવામાં, ભરત કામમાં, ચિત્રકામમાં એટલી હોંશીયાર હતી કે તેણે એક છબી તે ગામના ઠાકોરની કુંવરીની હાથથી ચીત્રી આપી હતી. તે જોઇ ઠાકોર ઘણા ખુશ થયા હતા. આ વાત છોકરીને કેળવણી આપતા અટકાવનાર પટેલ છે એમ ઠાકોર સાહેબ આગળ આવી. ઠાકોર સાહેબે તુરત પેલા પટેલને બોલાવી મંગાવ્યા. ઠાકોર સાહેબ કેટલીક વખત પૈસાનો બચાવ કરવો હોય તેવા કામમાં તેમની સલાહ લેતા હતા. પટેલને નેહું આવ્યું. તે સમજ્યા કે મારૂં કંઇ કામ હશે એમ સમજી પોતાના કપડાની તૈયારી કરી બુટ પહેરી બારણાના ખુણામાં છત્રી લેવા જતા હતા. તેટલામાં પટેલની બૈરીએ મુકેલાં કોયલાનો ટોપલો તેમન ઉપર પડયો. સફેદ કપડા

ઉપર ડાઘ પડયા. પટેલ ખીજવાયા. પણ જતી વખત કાંઇ બોલ્યા નહીં. બહાર જવા માટે કપડાની એકજ જોડી ઘરમાં હતી. જેથી અંગરખો બદલી શકયા નહીં. ધીરે ધીરે ચાલતાં ઠાકોર સાહેબને ત્યાં પહોંચ્યાં. દર વખત ખુરશી મળતી, પણ આજે ત્યાં પાંસે પડેલી એક પાટલી ઉપર બેઠા. ઠાકોર સાહેબે પુછયું કે તમારી પાસે એક વિધવા બાઇ કે જેની છોકરી ભણે છે તે રહે છેની? જી હા. તે છોકરીને કેળવણી લેતાં અટકાવ તમે કર્યો છે કે? વિચાર કરી હાજી. તેમ કરવાનું તમોને કારણ? તેનો બાપ મરતી વખતે મને સોંપી ગયો છે. વળી ગઇ પરમ દિવસે રાતે ગામની ભાગળે ભંગીઆવાડમાં ભવાઇમાં કેળવણીથી છોકરીઓ બગડે છે તેવો ફારસ જોયાથી પણ તેમ કરવાનું કારણ મળ્યું છે. તમો ભવાઈ જોવા ભંગીઆવાડમાં જતાં પણ શરમાતા નથી શું? તમોને કંઈ પુત્ર પુત્રી છે કે? હાજી. તેને કાંઇ કેળવણી આપી છે કે? કામ જેટલીજ. આટલો વખત હું તમોને કંઈક ભલા અને મોભાદાર સમજતો હતો. પણ તમારી ઉપલી રીતભાતથી મને ઘણીજ દીલગીરી પેદા થઇ છે. ટુંકાણમાં તમોને કહેવાનું એટલુંજ કે તે બાઇને તેની છોકરીને અપાતી કેળવણીમાં તમો આડે આવશો નહીં. તેમ તેના પિતાએ મરતી વખતે તમોને જે કંઈ રોકડ દરદાગીનો સોંપ્યો હોય તે બધું તેના હિસાબ અને લીસ્ટ સાથે મારા તરફ રવાના કરજો. આમાં કંઇ પણ ભુલ કરશો તો તમારી

સખત ખબર લેવી પડશે. જાઓ રજા છે. પટેલ તો પછી નીચું મોઢું કરી ધીરે ધીરે ઘર તરફ રવાના થયા. રસ્તામાં ઠાકોર સાહેબે કેમ બોલાવ્યા હતા. તે બાબત તેઓની પાસે બેસનાર પુછશે, માટે તેનો શું જવાબ આપવો તે વિચાર કરતા. પોતાનો આવો ફજેતો થયો છે, એ વાત જાણવામાં આવે તો પોતાને હાથે માની બેઠેલી મોટાઇમાં ખામી આવે એમ સમજી કંઇ ગામના સુધારા ખાતર વાત કરવા બોલાવ્યા હતા એમ કહેવું નક્કી કર્યું. રસ્તે જતાં ને આવતાં પટેલને અંગરખા ઉપર પડેલા કાળા ડાઘ ઉપર ઘણોજ વહેમ આવ્યો. અને આ કોયલાના શુકનથીજ ઠાકોર સાહેબને ત્યાં અપમાન થયું સમજી ઘેર આવી તુરતજ પોતાની પાસેના બેસનાર દરેકને કોયલાની બાબત સમજાવી પોતાના બારણામાં બધાને ત્યાંથી કોયલા લાવી સાબુ મંગાવી દરેકને હુકમ આપી દીધો કે કોયલાને ધોઇ સફેદ કરો. પેલાઓ તો પટેલ કહે તે પરમેશ્વર બોલ્યા સમજતા એટલે તેમ કરવા માંડ્યું. સાબુથી કોયલા ધોતાં તેનું કાળું પાણી છેક ઠાકોર સાહેબના મહેલ સુધી ગયું. આથી ઠાકોર સાહેબને નક્કી થયું કે પટેલ મુર્ખજ છે. એમ સમજી તેના ઉપર આગળ જે ગુસ્સો આવ્યો હતો તે કાઢી નાંખી શાંત પડયા. આ બાબતની ખબર જીલ્લામાં રહેતાં એક કેળવણી પામેલા માણસને પડી, તે આવ્યો અને પટેલને કોયલાની કાળાશ કાઢવાનો માર્ગ બતાવ્યો તે બુધ્ધિશાળી માણસે બધા કોયલા પાણીમાંથી

કાઢી બહાર મુકવી પછી તેમાં દેવતા મુક્યો કે તે બળી ગયા, અને તેની સફેદ રાખ થઈ ગઇ. આ કોલસા પર થતો પ્રયોગ પેલી છોકરી તો જોઇને પટેલ કાકાની મુર્ખાઇ સમજીજ ગઈ હુતી પણ માના ધાકથી બોલતી નહોતી. એટલામાં ઠાકોર સાહેબનો સિપાઈ તે બાઈ તથા છોકરીને ઠાકોર સાહેબ કચેરીમાં બોલાવે છે, કહેતો આવ્યો. બાઈ ગભરાઈ કે શું હશે તુરત છોકરીને તેડી ગઇ. ઠાકોર સાહેબે પટેલ સાથે થયલી સઘળી હકીકત કહી, અને તેમની પાસેથી પોતાના ધણીની આપેલી દરેક વસ્તુ લઇ દરબારમાં લાવવા કહ્યું. બાઇ, તથા તેની છોકરીને ઠાકોર સાહેબે પોતાના ખરચે સુરત જેવા મોટા શહેરમાં કેળવણી લેવા મોકલી આપ્યા, તેને રહેવા ને ઘર, નોકર, ચાકર, છોકરી સ્કુલ જાય તે દરમ્યાન બાઈ સાથે ઘરમાં રહેવાને એક વૃધ્ધ દાસી પણ આપી હતી.

ચાર વરસમાં સુરત શેહેરમાં ગુજરાતી તેમજ થોડી ઇંગ્રેજી કેળવણી લઈ પેલી બાઈ પોતાની છોકરીને લઇ પોતાને ગામ આવી. ઠાકોર સાહેબને ત્યાં હાજર થઇ. ઠાકોર સાહેબ છોકરીને જોતાંજ તે ઉમ્મર લાયક થએલી સમજી પોતાના ગામનો નગરશેઠ જેનો છોકરો બી. એ. ની પરીક્ષામાં પાસ થઇ થોડોજ વખત થયાં આવ્યો હતો તેની સાથે તે છોકરીના લગ્ન પોતાનીજ છોકરી હોય તેટલી ધામધુમથી પોતાના મેહેલમાં કરી આપ્યાં. આવી કેળવણી

પામેલી છોકરી બાઇએ પોતાની ન્યાતમાં નહીં પરણાવતાં ભાણે ખપતી બીજી ન્યાતમાં પરણાવી, જેથી બાઇને ન્યાત બહાર મુકી. બાઇએ ન્યાતના પટેલોને ઘણું સમજાવ્યું કે મારી છોકરી લાયક કેળવણી પામેલો છોકરો આપણી ન્યાતમાં નહીં હોવાથી મેં તેમ કર્યું છે. તોપણ અપમાન કરી કરેલા ઇનસાફને અમલમાં મુકયો, જે સઘળી હકીગત બાઇએ ઠાકોર સાહેબને કરી. ઠાકોર સાહેબે તુરતજ તે ન્યાતના આગેવાનોને પકડી મંગાવી બાઇને ન્યાતમાં લઈ લેવા સમજાવ્યું. વળી ઠાકોર સાહેબે ન્યાતનું માન રાખી બાઈ પાસે યોગ્ય ખરચ ન્યાતમાં કરાવવા વીચાર દરશાવ્યો. જુના વીચારના પટેલીઆ એકના બે થયા નહીં. ઠાકોર સાહેબ ગુસ્સે થયા. તુરતજ દીવાનને બોલાવી મંગાવી એક કાયદો પસાર કર્યો, જેમાં જણાવ્યું કે ભાણે ખપતી દરેક ન્યાતે એકમેકમાં છોકરીની આપ લે કરવી. તેમ કરતાં કોઇ પણ ન્યાતે કે તેના શેઠીઆ-પટેલીઆએ વચ્ચે આવવું નહીં, છતાં કોઈ પણ આ કાયદાનું મારી હદમાં અપમાન કરશે તો તે રાજ્યને યોગ્ય લાગે તેવી સખ્ત સજાને પાત્ર થશે. કાયદો પસાર. અહા! કેળવણી તારો શું પ્રતાપ. એક ગરીબ વીધવાની છોકરી કેળવણીનેજ પ્રતાપે નગરશેઠાણી થઇ અને ન્યાતબંધન તુટવાથી હજારો કુંવાસા પરણુવા ભાગ્યશાળી થયાં.

ચંદ્રકાન્ત.

---

# કેળવણી પામેલી પતીવૃતા સ્ત્રીથીજ આયુસ લાંબુ થાય છે.



એક મોટા શેહેરમાં ત્રણ ભાઈઓ રહેતાં હતા. તેઓ પોતાના પીતાના ગુજરી ગયા પછી જુદા પડી પાસે પાસે રહેતાં હતા. તેઓના પીતાનો એક મીત્ર ઘણે વરસે બાહારગામથી પોતાને ઘેર આવ્યો. જ્યારે પોતાનો મીત્ર ગુજરી જવાના ખબર મલ્યા જેથી તે ગ્રહસ્થ પોતાના મીત્રના છોકરાઓની ખબર પુછવા તેઓના ઘેર ગયા. જુદા પડેલા ભાઈઓમાં સૌથી નાનાભાઈનું ઘર હતું. ત્યાં પેલા કાકા ગયા તો આગળ બે ચાર છોકરા ગાળા ગાળી કરી રમતા હતા. તેમણે આવનાર કાકાને પણ ગાળો દેવા માંડી છોકરા નાદાન સમજી કાકા ઉભા રહ્યા. એટલામાં છોકરાની મા મુવો બાહાર જાય છે ને એના બાપોને અહીં મુકી જાય છે. અને ચાર કલાકે પાછો મરતો નથી આ સાંભળી કાકા તો કંઈ બોલ્યા વગર ચાલતાજ થયા. અને આ છોકરાની સ્ત્રી કજાત છે. એમ સમજ્યા બાહાર નીકળતાજ પેલો છોકરો મળ્યો કાકાને ઓળખ્યા હાથ જોડી પોતાની તબીયત કજાત સ્ત્રી લીધે આવી થઈ છે. વીગેરે વાતચીત કરી ત્યાંથી કાકા પાસેના ઘરમાં વચલા છોકરાને મળવા ગયા.

તેની સ્રીને તો કાકા ઓળખતાજ હતા. કેમકે તેમણેજ વેહેવા કર્યા હતા, ન્યાતમાં સારા ઘરની છોકરીઓની અછતને લીધે એક કજાત બાઇની છોકરી આખરે પસંદ કરી હતી. જે ઘેર આવી સુધરશે તેમ સમજતા હતા પણ કથીર સુવર્ણ થાયજ નહી. નીચનુ ઉચ્ચુ નીચજ હોય, તેવી સઘળી રીતભાત તેના ઘરની જોઇ કાકા દીલગીર થતાં સૌથી મોટો છોકરો કે જેને એક કેળવણી પામેલી ખાનદાન ઘરની છોકરી સાથે પરણાવ્યો હતો તેને ત્યાં ગયા. ઘરમાં જતાજ બુમ પાડી કે તુરત એક ઘાટી આવી ઉભો બેસો બેસો શેઠ બાહાર ગયા છે. શેઠાણી પુજાના સાહીત્ય તૈયાર કરે છે કહી. શેઠાણીને ખબર આપી. તુરત તે બાહાર આવી તો પોતાના સસરાજીના મીત્રને જોયા. રીતસર આડુ ઓઢી દીવાનખાનામાં બારણુ ખોલી બેસાડયા. બેસો હમણા બજાર ગયાં છે આવશે. કહી. રામાને ગાય દોહી દુધ ઉનુ કરી લાવવા હુકમ આપી પોતે પાન સોપ.રી તૈયાર કીધા. એટલામાં ભાઈ આવી પહોંચ્યા. તેનું શરીર જોઇ કાકા બહુ ખુશી થયાં અને કહ્યું ભાઇ તારા નાના ભાઇઓ તો કજાત સ્રીઓને લીધે દુખી થઇ દુબળા થઇ ગયા છે. એટલામાં ઘાટીએ દુધના પ્યાલા લાવી મુકયાં તે પીધા પછી કાકાએ આ સ્રીના ઘણા વખાણ કરયા અને વાતમાં તેઓને કંઈ સંતાન નથી તે વાત જાણી. કાકાએ કહ્યું ભાઈ આ સંસારમાં પુત્ર પુત્રી ઘર બાહાર પૈસો સગા-

વાહાલા; મોટા મોટા મહેલો કે ગમે તેવી સાહેબી હોય તે મુકી એક વખત તે કાળના મુખમાં જવાનું છે માટે સંસારની ખોટી માયાપર મોહ ન રાખતાં હંમેશા ઇશ્વર ભજન કરવાથી તારૂ કલ્યાણ થશે. વળી તને બીજી કેટલીક હગીગત કહું છું તે તરફ ખાસ ધ્યાન રાખજે. તારો ધંધો વેપાર તારી યોગ્ય સંભાળ નીચે પાથરેલી પથારી તુરત સમેટી લેવાય તેટલોજ કરજે. એને તે પણ ઉધાર ધીરી કરતોજ નહીં. તારો હીસાબ કીતાબ નામુ ઠામુ ચોકસ રાખજે. નહીં તો તારી તેવી બેદરકારીથી કેટલાક બદમાશો તેમો લાભ લેવા ચુકશે નહીં. તારી કોઇ પણ ચીજ ગેરવલે પડતાં ગરીબ કરતાં પૈસાવાળા કેહેવાતા કોણ ત્યાં હતાં તેની પેહેલી તપાસ કરજે. કારણ આજે દુનીઆમાં ઉજળા ઠગ ખરે બપોરે છચોક ચોરી કરતાં ડરતાં નથી. વળી દેહેરા, મંદીરો તેમજ બીજા કોઈ પણ જાહેરખાતાનો હીસાબ રાખવાની મોટાઈ લેવા લલચાતો નહીં. તે હીસાબો રાખનાર હંમેશાં પોતાની દાનતો બગાડે છે, અને લોકના નીંદીત થાય છે. તારી આવક તથા ખરચનો દર મીનીટે હીસાબ ગણજે. જે કામ કરે તે તારાજ બાહુબળે કરજે. હંમેશાં પોતાનાજ નામથી ઓળખાવા પ્રયત્ન કરજે. વળી શાસ્ત્રમાં પણ કહ્યું છે કે દુનીઆમાં પોતાના નામથી ઓળખાનાર પુરૂષ ઉત્તમ પંક્તિનો પુરૂષ ગણાય છે. બાપના નામથી ઓળખાનાર મધ્ય

પંકતીમાં ગણાય છે અને બાકી બીજા નામોથી ઓળખાનાર કનીષ્ટ પંકતીમાં ગણાય છે, હંમેશાં યાદ રાખજે કે તારી આવક તારો ગૃહસ્થાશ્રમ નીભે અને વળી ઉપર થોડો વધારો પડે તેટલી હોય તો અસંતોષી બની હજારો જુઠા સાચાં કરી મોટો પૈસાવાળો કહેવડાવવા તરફ દોરવાતો નહીં. "સંતોષી નર સદા સુખી" તે યાદ રાખજે. વળી તારા મીત્રોએ આફતને વખતે તને કરેલી મદદો ભુલી જઇ મીત્રદ્રોહી થતો નહીં. ધર્મ, દેશ, સ્વતંત્રતા અને મીત્રતાને ખાતર અગ્રેસર થઇ તારેજ હાથે જે ઝુંડો તેં પકડી બીજાને પકડવા સમજાવ્યા હોય તો તે તારો પ્રાણ જતાં નીભાવજે. કારણ ધર્મ, દેશ અને મીત્રતાને ખાતર પ્રાણ આપનાર નર્કવાસી થતોજ નથી. વળી વીદ્યાનું દાન સુપાત્રનેજ આપજે.

વળી ભાઈ તારા બે ભાઇઓની સ્ત્રીને જેમ બને તેમ સુધારવા પ્રયત્ન કરી ભાઇઓની તબીયતની દેખરેખ રાખતો રહેજે. તારી સ્ત્રી ઘણી ભલી છે, તેના તરફ હંમેશાં માનથી જોજે. વળી તેના સંબંધમાં એક વાત યાદ આવી તે તને કહું છું. મારો એક મીત્ર બહારગામ જે શહેરમાં રહેતો હતો ત્યાં હતો. તેની સ્ત્રી તારી સ્ત્રી જેવી ભલી, કેળવણી પામેલી હતી. એક દીવસ ઉનાળામાં બપોરની વખતે તેને ત્યાં મળવા ગયો. તેની સ્ત્રીને મારા મીત્રે ઘરમાં ઘણી સક્કરટેટીઓ છે તેમાંથી એક પાકી જોઈ મારે માટે લાવવા

લાવવા કહ્યું. તે ભલી સ્ત્રી ટેટી લઈ આવી. આ કાચી છે એને મુકી બીજી લાવ. બીજી લાવી, ત્રીજી લાવી. પચાશ વખત બીજી સારી પાકી જોઇ લાવવાં કહ્યું. આખરે એકે પસંદ નહીં પડી ત્યારે પોતે મને સાથે લઈ ઘરમાં સક્કર ટેટીનો ઢગલો પડયો છે તેમાંથી સારી જોઇ હાથેજ લેવા વીચાર જણાવ્યો. ઘરના ઓરડામાં ગયા તો ત્યાં એકજ ટેટી હતી. આ જોઇ મેં પૂછયું ભાઈ આ બીચારી ભલી બાઈને આટલા ફેરા કેમ પાડયા. ટેટી તો તારા ઘરમાં એકજ છે. મારા મીત્રે જવાબ આપ્યો કે મારા ઘરની ઈજ્જત રાખવા ખાતર અને મારો બોલ નહીં ઉથાપવા ખાતર એકજ ટેટીને પચાસ ફેરે પણ લાવતા મારી સ્ત્રી કંટાળી નહીં. તે સઘળો પ્રતાપ કેળવણીનોજ છે અને તેનાજ પ્રતાપે મારી સ્ત્રી પતિવૃતા છે અને તેથીજ હું સુખી છું.



# શ્રી શનિશ્ચર દેવની કથા.



## પનોતી બેસે તે વખતે આ કથા વાંચવાથી શનિદેવની જરુર કૃપા થશે.



એક સમયે ઇંદ્ર રાજાની કચેરીમાં નવ ગ્રહો ગયાં અને ઇંદ્રને પુછયું કે અમારા નવે ગ્રહમાં મોટો કોણ. ઈંદ્રએ કહ્યું તમો સૌ મૃત્યુલોકમાં જાવો. ત્યાં વીક્રમ નામે પર-દુઃખભંજન રાજા રાજ કરે છે તે તમારો ન્યાય કરશે. નવે ગ્રહો મૃત્યુલોકમાં વીક્રમની કચેરીમાં ગયા અને ઇંદ્રએ કહેલી હકીકત કહી. વીક્રમે ન્યાય કરતાં સર્વથી શનિશ્ચર બળવાન છે એમ કહ્યું. (બળવાનનો અર્થઃ-તેની દશામાં દરેક માણસને તે દુખી કરે છે) એવો અર્થ વીક્રમે કહયો સમજી શનિશ્ચર દેવ તેના ઉપર કોપાયમાન થયા. થોડા દીવસ બાદ શનિશ્ચર દેવે એક સુંદર માયાવી ઘોડો બનાવી વીક્રમની કચેરીમાં મોકલ્યો. જેની પરીક્ષા કરવા રાજા વીક્રમ પોતે તે ઘોડા ઉપર બેઠા. તુરતજ તે ઘોડો પૂર વેગથી આકાશમાં ઊડયો, અને એક ભયંકર જંગલમાં વીક્રમને ફેંકી દઈ અદ્રશ્ય થઈ ગયો. આ જોઇ રાજા વીક્રમ મનમાં સમજી ગયાં કે આ પ્રતાપ શનિશ્ચર દેવનો છે.

ત્યાંથી ફરતાં ફરતાં એક શેહેરમાં આવ્યાં જ્યાં ઊડણશા નામે શેઠ રેહતો હતો તેને ત્યાં આવી પહોંચ્યાં. પરદુઃખ-ભંજન વીક્રમના આવવાથી તેજ દીવસે પેલા શેઠને પોતાના વેપારમાં મોટો નફો થયો, જેથી શેઠને આવેલા પુરુષના પગલેજ લાભ થયો એવી ભાવના થવાથી શેઠ વીક્રમને પોતાને ઘેર લઈ ગયાં. જ્યાં તેની ઘણી આગતા સ્વાગતા કરવા માંડી. સત્યવાદી વીક્રમને પગલે શેઠ થોડા દીવસમાં મોટો ધનવાન થઇ ગયા. અત્રે વીક્રમ રાજા સુખ ભોગ-વવા લાગ્યાં, જે શનિશ્ચર દેવને ગમ્યું નહીં. જેથી પેલા શેઠના જે દીવાનખાનામાં વીક્રમ સુતા બેસતાં હતાં તે ભીંતો ઉપર એક હંસની વીગેરે છબીઓ ચીતારાએ ચીતરેલી હતી. તે ચીતરેલાં હંસના રૂપમાં શનિશ્ચર દેવ પેઠા. હવે વાત એમ બની કે શેઠની છોકરી સ્નાન કરવા બેઠી હતી. તેણે પોતાની મોતીની માળા વીક્રમ રાજા સુતા હતાં તેજ દીવાનખાનામાં જ્યાં હંસની છબી ચીતરેલી હતી તેની પાસેની ખીંટીમાં ભેરવેલી હતી. તે હંસરૂપે શનિદેવ ગળી ગયાં. આ જોઈ રાજા વીક્રમ બહુ ગભરાયા અને વીચાર કરવા લાગ્યાં કે હમણાં હારની તપાસ થશે. હંશ ગળી ગયો એ વાત મારી કોઈ ખરી માનશે નહીં કેમકે હંસ તો ચીત-રેલો હતો. થોડીવારમાં હાર લેવા દાસી આવી. તેણે વીક્રમને પુછ્યું, ત્યારે તેમણે તે બાબતમાં કંઇ જવાબ આપ્યો નહીં આ સાંભળી છોકરી તથા તેનો બાપ શેઠ આવ્યો અને

તેમણે રાજાને ખબર કરી. વીક્રમને બાંધી પકડી ગયાં. મુર્ખ રાજાએ એકદમ એ ચોરના હાથ પગ કાપી નાખી કેદખાને નાખવાનો હુકમ કર્યો. નોકરોએ રાજાના કહેવા પ્રમાણે કર્યું. રાજા વીક્રમ કે જેને હજારો ખમ્મા ખમ્મા કહેતા હતા તેના પનોતીને પ્રભાવે આ હાલ થયાં. તે શેહેરમાં એક તેલી રહેતો હતો તેણે રાજા પાસે હાથ પગ કાપેલા ચોરને પોતાને ત્યાં લઈ જઈ રાખવાની માંગણી કરી. રાજાએ પેલા ચોરને તેલીને સોંપ્યો. જ્યાં પેલા તેલીએ ચોરને કોણીપર પરોણો બાંધી ઘાણી ફેરવવા બેસાડયો. ઘાણી ફેરવી ગીતો ગાઇ રાજા વીક્રમ પોતાનું પેટ એક નીચ તેલીને ત્યાં પનોતીને પ્રભાવે ભરતો હતો, જે ગીતો રાતની વખતે રાજા વીક્રમ ઘાણી ફેરવતા ગાતો હતો. તે સાંભળી પેલા હાથ કપાવનાર રાજાની છોકરી આ કોણ ગાય છે, તેનેજ મારો પતી કરવો નીશ્ચય કરી દાસીને તેની શોધ કરવા મોકલી. શોધ કરતાં માલમ પડયું કે આ તો હાથ પગ વગરનો ચોર તેલીને ત્યાં ગાય છે. ગમે તે હોય પણ છોકરીએ તેનીજ સાથે લગ્ન કરવા પોતાના પીતાને કહ્યું. ઘણું સમજાવી પણ કુંવરી એકની બે થઇ નહીં. આખરે રાજાએ ગુસ્સે થઇ તે છોકરીને તુરતા તુરત પેલા ચોરને તેલીને ત્યાંથી પકડી મંગાવી પોતાની છોકરી પરણાવી દીધી. પનોતીનો પેહેલો પાયો પુરો થવાને બેજ દીવસ બાકી હતાં તે પુરાં થતાં તે શનિદેવની કૃપાથી

વીક્રમને હાથ પગ હતાં તેવાં થઇ ગયાં અને સ્વરૂપ બદ-લાયું. રાજાને ખબર પડી. પરપુછ કરતાં તે વીકોજી નામનો ક્ષત્રી છે એમ જણાયું. પછી વાણીઆ (શેઠને) ધાસ્તી લાગી કે આ ક્ષત્રી વીકોજી રાજાનો જમાઇ થયો. વખતે આગળની વાત યાદ કરી મને ખરાબ કરશે સમજી પોતાને ઘેર જમવા તેડી ઘણી આજીજી કરી અને અસલ દીવાન-ખાનામાં મુખવાસ લેવા સૌ બેઠા હતા ત્યાં શનિદેવે આવી પેલા હંસમાં પ્રવેશ કરી પેલો મોતીનો હાર પાછો ખીંટીમાં ભેરવી દીધો. સૌ આ જોઇ વીસ્મીત થઇ ગયાં. પછી શેઠે પેલા વીકાજીના બહુ કાલાવાલા કરી થએલી ભુલને માટે પસ્તાવો કરી માફ માગી. વીક્રમે (વીકાજીએ) એટલું જણાવ્યું કે જે થયું છે તે મારી ગ્રહદશાથી થયું છે. તમારો દોષ નથી. પછી પેલા શેઠે પોતાની છોકરી વીકા-જીને પરણાવી. પછી વીકાજી રાજાને ત્યાં જઈ રહયો. થોડાજ દીવસમાં એક સુંદર ઘોડો વેચવા એક સોદાગર આવ્યો. જેણે આ ઘોડાપર વીક્રમ સીવાય કોઈ બેસી શકે એમ નથી એમ વખાણ કીધાં. અહીં વીક્રમ કયાંથી હોય એમ રાજાએ કહ્યું. (શનિદેવ સોદાગર હતા) સોદાગરે કહ્યું આ તમારી સભામાં બેઠેલા રાજા વીક્રમજ છે. આ સાંભળી બધા ઉભા થઇને પરદુ:ખભંજન વીક્રમને પગે પડયા. થએલી ભુલોની માફી માગી રાજા બે હાથ જોડી સામે ઉભો રહયો પછી વીક્રમે પોતાના ઉપર વીતેલી સર્વ

હકીગત રાજાને કહી. અને જે કાંઇ થયું છે તે મારી ગ્રહદશાથીજ થયું છે માટે તમો દીલગીર થશો નહીં. પછી રાજા વીક્રમ પોતાની બંને સ્ત્રીઓને લઈ ઉજેણી નામના પોતાના શેહેરમાં આવ્યા. દુખ પડતાં શનિદેવનો કોઇ પણ દીવસ કાંઇ પણ દોષ નહીં કાઢતાં પોતાના ગ્રહનોજ દોષ કાઢનાર સત્યવાદી વીક્રમ રાજાપર શનિદેવ તૃષ્ટમાન થયાં અને વરદાન માગવા કહ્યું. રાજા વીક્રમે એટલુંજ માંગ્યું કે હે મોટા શનિદેવ તમારી નાની કે મોટી પનોતી કોઇપણ માણસપર આવે ત્યારે મારા જેવો પણ તમારો તાપ સહન કરી શક્યો નથી તો હજારો પાપ કરનાર અલ્પ માણસો તે સહન કરી શકશેજ નહીં માટે જે કોઈ તમારી આ કથા પનોતી વખતે તેમ શનિની દશા બેસે તે વખતે શનિવાર કરી પાઠ કરે તેને તમો દુખી કરશો નહીં. આ સાંભળી તે મોટાં મનવાળા શનિદેવે તથાસ્તુ કહી તે પરદુઃખભંજન વીક્રમની વાત કબુલ કરી વરદાન આપ્યું. માટે દરેક સ્ત્રી અથવા પુરૂષે પનોતીના વખતમાં શનિદેવની આ કથા શનિવારે એક ભુખતા ભોજન કરી સાંભળવી. શાંતિ.

**( શ્રી શનિદેવની જય. )**

**શાંતિ　　　શાંતિ　　　શાંતિ**

